# આત્માનાં આંસુ

શ્રી. રવીન્દ્રનાથ ઠાગોર



અમદાવાદ
ગૂજરાત સાહિત્ય મંદિર

# આત્માનાં આંસું

શ્રી. રવીન્દ્રનાથ ટાગોર

અ મ દા વા દ
ગૂજરાત સાહિત્ય મંદિર

અઢી આના

## નવલિકાઓ

# પ્રસ્તાવના

આપણાં સામાજિક પાપોથી આપણાં ગૃહસ્થજીવનો નર્કસ્થાન જેવાં થઇ પડયાં છે. આપણા ભાગ્યમાં ગુલામીની બેડીઓ સંખ્યાબંધ છે. આપણા જીવનના એકે ક્ષેત્રમાં સ્વતંત્રતાનો પ્રકાશ નજરે પડતો નથી. ચારે બાજુ અંધકાર જ છવાયો છે. સરકારી સત્તાના જુલમો કરતાં ઘણી વખત સામાજિક જુલ્મોનો ભયંકર અનુભવ જોવામાં આવે છે.

કવિ સમ્રાટ રવીન્દ્રનાથ ટાગોરની અહીં ત્રણ નવલિકાઓ આપવામાં આવે છે. આ નવલિકાઓમાં આપણી સામાજિક અધમતાનુ સ્પષ્ટ દર્શન થાય છે. આ વાર્તાઓના ધ્વનિથી જો આપણાં નવજુવાન સ્ત્રી પુરૂષોની આંખ ઉઘડે અને આ કલંકો મિથ્યા કરવા કટિબંધ થાય તો જ આવા મહાન પુરૂષોની ભાવનાઓ અને પ્રયત્ન સફલ થાય.

## છેવટની રાત

૧

'**મા**સી!'

'ઉંઘી જા યતીન, રાત પડી.'

'ભલેને રાત પડી, મારો દિવસ તો હવે પરવાર્યો. હું કહું છું કે મણીને તેના બાપને ઘેર—એના બાપનું ઘર કયા ગામમાં તે ભૂલી ગયો...'

'સીતારામપુર'

'હા, સીતારામપુર. ત્યાં મણીને મોકલી દો. હવે તે કેટલા દિવસ રોગીની સેવા કરશે? એનું શરીર એવું સશક્ત નથી.'

'સાંભળ તો ખરો! તારી આવી સ્થિતિમાં તને છોડી એ એના બાપને ઘેર જવાનું ઇચ્છે ખરી?'

'દાક્તરો શું કહે છે એ વાત શું તે...'

'ભલેને એ વાત તે ન જાણતી હોય છતાં નજરે તો બધું જોઈ શકે છે ને! તે દિવસે બાપને ઘેર જવાનો મેં ઇસારો કર્યો ત્યાં તો તે રડી રડીને અરધી થઈ ગઇ.'

માસીની આ વાતચીતમાં સત્યને દૂર મૂકાયું હતું એ કહી દેવાની અહીં ખાસ જરૂર છે. મણી સાથે તે દિવસે તેને આ પ્રસંગ પર જે વાતચીત થઈ હતી તે નીચે મુજબ હતી.

'વહુ તમારા બાપને ત્યાંથી કંઈ સમાચાર આવ્યા લાગે છે ખરા ! તમારા કાકાના દીકરા અનાથને આજે જ મેં જોયો.'

'હા, માએ કહાવી મોકલ્યું છે કે શુક્રવારે મારી નાની બેનને અન્નપ્રાશન કરાવવાનું છે. તેથી વિચાર કરૂં છું......'

'બહુ સારૂં બેટા, એ પ્રસંગ પર એક સોનાનો હાર મોકલી આપો. તમારી મા બહુ ખુશી થશે.'

'પણ હું વિચાર કરૂં છું કે મારે જાતે જ જવું. મારી નાની બેનને મેં હજુ જોઈ નથી. તેને જોવાની મને બહુ ઇચ્છા છે.'

'એ તે કેમ બને ! યતીનને એકલો મૂકી જઇશ ? દાક્તર શું કહે છે એ તો જાણે છે ને ?'

'દાક્તર તો કહે છે કે હમણાં એવું કંઈ ખાસ......'

'એ ગમે તેમ કહે પરંતુ એની આ દશા નજરે જોતાં છતાં કઈ રીતે જવાય ?

'મારા ત્રણ ભાઇઓ પછી આ એક બેન છે. બહુ ખોટની છોડી છે. મેં સાંભળ્યું છે કે અન્નપ્રાશન વિધિ ખૂબ ધામધૂમથી થશે. હું નહિ જાઉં તો મા ...'

'તમારી માના વિચાર તો બેટા, હું સમજી શકું નહિ. પરંતુ યતીનને આ દશામાં તમે છોડી જશો તો તમારા પિતા નક્કી ગુસ્સે થશે, એ વાત હું તમને કહી રાખું છું.'

'એ જાણું છું. એ માટે જ તમારે મને એક ચીઠી લખી આપવી પડશે કે મારા જવાથી કંઇ ખાસ વાંધો...'

'તમારા જવાથી કંઈ નુકસાન થવાનું નથી એ હું શું નથી જાણતી ? પરંતુ જો તમારા પિતાજી ઉપર મારે કંઈ લખવું જ પડશે તો મારા મનમાં જે કંઈ છે તે બધું હું ખુલાસાવાર લખીશ.'

'વારૂ, ત્યારે તો મહેરબાની કરી તમે કંઇ લખતાં જ નહિ. હું એમને જ બધું કહીશ એટલે એ...'

'જુઓ વહુ, મેં ઘણું સહન કર્યું છે, પરંતુ આ વાત સંબંધી તમે યતીનને કંઇ કહેશો એ સહન નહિ કરૂં. તમારા પિતા તમને સારી રીતે ઓળખે છે, તને તેમે કદી ભોળવી શકશો નહિ.'

એમ કહી માસી ચાલ્યાં આવ્યાં. મણી થોડી વાર ગુસ્સે થઇ બિછાના ઉપર પડી રહી.

બાજુના ઘરમાંથી સાહેલીએ આવી પૂછ્યું, 'આ શું સખી, ગુસ્સે કેમ?'

'જો ને બેન, મારી એકની એક બેનને અન્નપ્રાશન થાય છે પણ આ લોકો મને જવા દેતાં નથી.'

'ઓ બા, એ શી વાત, ક્યાં જવાની છે? પતિ તો રોગથી મરવા પડયો છે ને!'

'હું તો કંઇ કરતી નથી, કરી શકું તેમ નથી; ઘરમાં બધું સુમસુમાકાર છે, મારો જીવ તો આ બધું જોઇ હાંફી ઉઠે છે. આવી સ્થિતિમાં હું જરા વાર પણ ન રહી શકું.'

'તને ધન્ય છે બેન! તું બૈરી ખરી!'

'એમાં શું? હું તમારી પેઠે લોકોને દેખાડવાનો દંભ કરી શકતી નથી. કોઇ વાતો કરે એ બીકે મોં નીચું કરી ઘરના ખુણામાં પડી રહેવું એ મારૂં કામ નહિ.'

'ત્યારે તું શું કરીશ એ તો કહે?'

'હું તો જવાની જ! મને કોઇ રોકી શકવાનું નથી.'

'વાહરે! અહંકાર તો માતો નથી! હું તો જાઉં છું. મારે ઘણું કામ છે.'

૨

બાપને ઘેર જવાની વાત સાંભળી મણી રડી ઉઠી હતી એ ખબરથી યતીન ચંચળ બની ઓસીકાને પીઠ પાસે લાવી તેને અઠીંગી બેઠો થયો. તે બોલ્યો, 'માસી, આ જાળીઉં થોડું વધારે ઉઘાડી દો, અને આ દીવાના પ્રકાશની આ ઘરમાં જરૂર નથી.'

જાળીઉં ઉઘાડતાં જ સ્તબ્ધ રાત્રિ અનંત તીર્થમાર્ગના મુસાફરની માફક રોગીના બારણા આગળ ચુપકીદીથી આવી ઉભી, કેટલાય યુગના કેટલાય મરણસમયના સાક્ષી એ તારાઓ યતીનના મુખ તરફ તાકી રહ્યા.

યતીન એ વિશાળ અંધકારના પટ ઉપર તેની મણીનું મુખડું જોઇ શકયો. એ મુખડાંની મોટી એ આંખો મોટાં મોટાં જલબિંદુડાંથી ભરપૂર હતી, એ જલબિંદુડાંનો જાણે પાર આવતો નથી, જાણે ચિરકાળ તેનો પાર આવવાનો નથી.

તેને ઘણી વાર થયાં ચુપ પડયો રહ્યો જોઈ માસી નિશ્ચિંત થયાં. તેણે ધાર્યું કે યતીન હવે ઉંઘે છે.

પરંતુ એવામાં તે અકસ્માત બોલી ઉઠયો, 'માસી, પરંતુ તમે બરાબર એમ જ ધારતાં હતાંને કે મણીનું મન ચંચળ છે, આપણા ઘરમાં એનું દીલ ગોઠતું નથી. પરંતુ જુઓ...'

'ના બેટા, હું ઉંધું સમજી હતી. વખત આવ્યે માણસ ઓળખાય છે.'

'માસી'

'યતીન, બેટા ઉંઘી જા.'

'મને થોડો વિચાર કરવા દો, થોડી વાત કરવા દો! કંટાળશો નહિ માસી!'

'વારૂ, કહે જે કહેવું હોય તે!'

'હું કહું છું કે માણસને પોતાનું મન સમજતાં પણ કેટલો સમય લાગે છે! એક દિવસ જ્યારે હું એમ ધારતો હતો કે આપણે કોઇ મણીનું મન સમજતા નથી ત્યારે ચુપકીદીથી બધું સહન કરતો. તમે ત્યારે...'

'ના બેટા, એમ નહિ—હું પણ સહન કરતી.'

'મન તો કંઇ માટીનું ઢેફું નથી—ઉપાડી લેતાં કંઇ તે હાથમાં

આવતું નથી. હું જાણતો હતો કે મણી પોતાનું મન હજુ સમજતી નથી–કોઇ એકાદ આઘાતને લીધે જ્યારે તે એ સમજશે ત્યારે પછી...'

'સાચી વાત છે યતીન'

'તે માટે જ તેની છોકરવાદી તરફ મેં કંઇ ધ્યાન આપ્યું નથી.'

માસીએ આ વચનોનો કંઇ જવાબ ન આપ્યો. કેવળ મનમાં એક ઉંડો નિસાસો નાખ્યો. કેટલાય દિવસ તેણે જોયું કે યતીન વંડામાં પડ્યો પડ્યો રાત ગુજારે છે, વરસાદની વાછટ આવે છે તો પણ ઘરમાં જતો નથી. કેટલાય દિવસ તે માથાના દરદથી બિછાનામાં તરફડતો પડ્યો છે, તેની આંતરિક ઇચ્છા છે કે મણી આવી તેનું માથું દાબે! પરંતુ મણી તો સખીઓની સાથે સંઘ કાઢી પિયરમાં જવા તૈયાર થઇ રહી છે. તે યતીનને પવન ઢોળવા આવે છે ખરી પણ તે કંટાળી તેને પાછી મોકલે છે. એ કંટાળામાં કેટલી વેદના છે તે માસી બરાબર જાણતાં. કેટલીય વાર તેણે યતીનને એમ કહેવા ધાર્યું હતું કે 'બેટા, તું એ છોકરી તરફ એટલું બધું લક્ષ ન આપ–એ જરા ચાહતાં શીખે તે માટે તેને જરા રડાવવી પણ જોઇએ.' પરંતુ એ બધી વાત કહેવાતી ન હતી. કહેતાં કોઇ સમજતું ન હતું. યતીનના મનમાં નારી દેવતાનું એક પીઠસ્થાન હતું, ત્યાં તેણે મણીનો અભિષેક કર્યો હતો. એ તીર્થક્ષેત્રને વિષે સ્ત્રીનું અમૃતપાત્ર હતું, હમેશાં પોતાના ભાગ્યમાં શૂન્ય રહેવાનું છે એ વાત ધારણામાં ઉતારવી એને માટે સહજ ન હતી. તેથી પૂજા થાય છે, અર્ઘ્ય ભરાઇ જાય છે, વર પ્રાપ્ત કરવાની આશા કેમેય કરી પરાભવ સ્વીકારતી નથી. માસી વળી ધારવા લાગ્યાં કે હવે યતીન ઊંઘ્યો લાગે છે, પણ એકાએક તે વળી બોલી ઊઠ્યો.

'હું જાણું છું, તમે ધાર્યું હતું કે હું મણી સાથે રહી સુખી થઇ શકીશ નહિ. તેથી તમે તેના પર ગુસ્સે થતાં. પરંતુ માસી, સુખ રૂપી ચીજ આ તારાઓ જેવી છે, કેવળ અંધકાર નથી પણ

વચ્ચે વચ્ચે તરડ રહી જાય છે. જીવનમાં કેટલીય ભૂલો કરીએ છીએ, કેટલીય ગેરસમજ થાય છે, તો પણ તેની તરડ વચ્ચે થઇ કેવો સ્વર્ગીય પ્રકાશ ઝળકે છે! માસી, આજે કોણ જાણે કયાંથી મારા મનમાં એવો કંઇક આનંદ ઉછળી રહ્યો છે.

માસી ધીમે ધીમે યતીનના કપાળ પર હાથ ફેરવવા લાગ્યાં. અંધકારમાં તેની બંને આંખોમાંથી ખળખળ કરતો અશ્રુપ્રવાહ ચાલ્યો જાય છે તે કોઇ જોઇ શકતું નથી.

'હું ધારૂં છું કે માસી, એની ઉંમર નાની છે, એ શા વડે જીવશે ?'

'નાની ઉંમર શાની યતીન! આટલી ઉંમર કંઇ નાની કહેવાય! અમે તો બેટા, બહુ નાની ઉંમરમાં દેવતાને સંસારસમુદ્રમાં ડુબાડી અંતરના આસને બેસાડેલ છે–તેથી શું કંઇ ક્ષતિ થઇ છે? વળી સુખની પણ એટલી બધી જરૂર શી છે?'

'માસી, મણીનું મન જાગૃત થવા લાગ્યું એવામાં મારે...'

'યતીન, એ વિચાર શા માટે? મન જાગૃત થયું એ શું ઓછા ભાગ્યની વાત છે?'

અકસ્માત અનેક દિવસ પહેલાં સાંભળેલું એક બાઉલનું ગીત યતીનના મનમાં આવ્યું.

ઓરે મન, જખન જાગલિ નારે,
તખન મનેર માનુષ એલો દ્વારે.
તાર ચ'લે જાબાર શબ્દ શુને
ભાંગલો રે ઘુમ,
ઓ તોર ભાંગલો રે ઘુમ અંધકારે.+

+ રે મન, જ્યારે તું જાગૃત થયું ન હતું ત્યારે મનનો માન્યો બારણે આવ્યો હતો, તેના ચાલ્યા જવાનો પદરવ સાંભળતાં જ તારી ઉંઘ ઉડી, પરંતુ ત્યારે તારી જાગૃતિ કેવળ અંધકારદર્શન સિવાય બીજું કંઈ જોઈ શકે તેમ ન હતું.

‘ માસી, ઘડિઆળમાં કેટલા વાગ્યા ? ’

‘ નવ વાગશે. ’

‘ હજુ નવ જ ? મેં તો ધાર્યું હતું કે બે, ત્રણ કે વધુ વાગ્યા હશે ! સંધ્યાકાળ પછી મારી મધરાત શરૂ થાય છે. તો પણ તમે મને ઉંઘવા માટે આટલી બધી તાકીદ કેમ કરો છે ?

‘ કાલ પણ સંધ્યાકાળ પછી આ પ્રમાણે વાતો કરતાં કરતાં કેટલી રાત સુધી તને ઉંઘ નહોતી આવી ! તેથી આજ તને અત્યારથી ઉંઘવાનું કહું છું.’

‘ મણી શું ઉંઘે છે ?’

‘ ના, તે તારા માટે મસુરની દાળ તૈયાર કર્યા પછી ઉંઘશે. ’

‘ શું કહો છો માસી! મણી શું ત્યારે...’

‘ તે જ તારે માટે બધો પથ્ય ખોરાક તૈયારે કરે છે. તે શું જરાયે વિસામો લે છે ?’

‘ હું જાણતો હતો કે મણી કદાચ...’

‘ બૈરા માણસને તે એ બધું શીખવાનું હોય ? માથે પડયું બધું એ કરે.’

‘ આજે બપોરે જે કઢી થઇ હતી તે બહુ મજાની હતી. મેં ધાર્યું હતું કે તે તમે બનાવી હશે.’

‘ અરે રામરામ ભજને ! મણી શું મને એ બધાને હાથેય અડકાડવા દે છે ખરી ? તારા ટુવાલ રૂમાલ પણ તે પોતાને હાથે ધોઇ સૂકવે છે. તે જાણે છે કે તું કોઇ પણ સ્થળે ગંદવાડ જોઇ શકતો નથી. તારૂં દિવાનખાનું તું એકવાર જુએ તો જણાશે કે મણી દિવસમાં બે વાર બધું સાફસૂફ કરી રાખે છે, હું જો તેને તારા આ ઓરડામાં આવવા દઉં તો પછી આ બધું અહીં હોય ખરૂં ! એ તો બધું પોતાને હાથે કરવા ઇચ્છે છે.’

‘ મણીનું શરીર તો...’

'દાક્તરો કહે છે કે તેને રોગીના ઓરડામાં હંમેશાં આવજા કરવા દેવી નહિ. એનું મન એવું નરમ છે કે તારું કષ્ટ જોતાં જ એ દિવસમાં પથારીવશ થઈ પડે.'

'માસી, એને તમે કઈ રીતે ભૂલાવી રાખો છો ?'

'મારા પ્રતિ તેનું માન અથાગ છે માટે જ હું તેમ કરી શકું છું. તો પણ મારે તેને વારંવાર તારી ખબર આપવી પડે છે. એ પણ મારું દરરોજનું કામ થઈ પડયું છે.'

આકાશમાંના તારાઓ જાણે દયાથી ઝરતાં આંસુઓની માફક ઝળકવા લાગ્યા. જે જીવન આજે વિદાય લેવાના માર્ગે આવી ઉભું છે, યતીને તેને મનમાં મનમાં કૃતજ્ઞતાપૂર્વક પ્રણામ કર્યા અને સામે મૃત્યુએ આવી અંધકારમાંથી જમણો હાથ લંબાવી દીધો છે તેના ઉપર યતીને પોતાનો રોગથી દુર્બળ થઈ ગએલો હાથ સ્નિગ્ધ વિશ્વાસપૂર્વક મૂકયો.

એક વાર નિશ્વાસ ફેંકી, થોડી ઉધરસ ખાઇ યતીન બોલ્યો, માસી મણી જો જાગતી હોય તો એકવાર તેને—'

'હમણાં જ બોલાવું છું, બેટા !

'હું બહુવાર તેને આ ઓરડામાં રાખીશ નહિ, કેવળ પાંચ મિનિટ—એકાદ બે વાતો જે કંઇ કહેવાની છે—'

માસી લાંબો નિસાસો મૂકી મણીને બોલાવવા ચાલ્યાં. આ તરફ યતીનની નાડી જોરથી ધબકવા લાગી. યતીન જાણતો હતો કે આજ સુધી તે મણીની સાથે રસપૂર્વક વાત કરી શકયો નથી. બે યંત્ર બે સુરથી બાંધેલાં છે, એકી સાથે વાતચીત બહુ કઠણ છે. મણી તેની સખીઓ સાથે છુટે મોંએ બોલે છે, હસે છે, દૂરથી એ બધું સાંભળી યતીન કેટલીય વાર ઇર્ષ્યાગ્નિથી પીડાયો છે. યતીને પોતાનો જ દોષ ગણ્યો છે–તે કેમ એવી રીતે સામાન્ય બાબત પર વાતચીત કરી શકતો નથી ? વળી તેનામાં એ શકિત ન હતી એમ પણ

નહોતું. તે પોતાના મિત્રો સાથે સામાન્ય બાબતો વિષે વાતચીત કરતો ન હતો? પરંતુ પુરુષોની જે તે વાત તે બૈરીઓની જે તે વાત સાથે મેળ ન ખાય! લાંબી વાત એકલા એકી સાથે બોલી જઈએ તો ચાલે, સામો પક્ષ તેમાં ધ્યાન આપે છે કે નહિ તેનો વિચાર ન કરીએ તો પણ ચાલે, પરંતુ નાની, નજીવી વાતમાં હંમેશાં બે પક્ષનો યોગ હોવો જ જોઇએ. વાંસળી એકલા એકલા બજાવી શકાય પરંતુ કરતાળમાં જોડી ન હોય તો અવાજ ન થાય. એ માટે જ કેટલીય સંધ્યાઓ વખતે યતીન મણીની સાથે ખુલ્લા વંડામાં ચટાઇ પાથરી બેઠો છે, બે ચાર આડીટેડી વાતચીત થાય છે, ત્યાં એકાએક વાતનું વણું ભાંગી પડે છે, વચ્ચે લાંબું અંતર થઇ પડે છે; ત્યાર બાદ સંધ્યાકાલની નીરવતા જાણે શરમની મારી મરવા ઇચ્છે છે. યતીન સમજી શકે છે કે મણી હવે અહીંથી છૂટે તો જ બચે તેમ છે. તે મનમાં મનમાં ધારે છે કે હમણાં જ કોઇ ત્રીજું માણસ આવી ચડે તો! એમ થાય તો જ ઠીક. કેમકે બે જણાની વાતચીત જામવી કઠણ છે, ત્રણ જણને માટે એ સહજ છે.

મણી આવે એટલે આજે કઇ રીતે વાત શરુ કરવી તે વિષે યતીન વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં જે વાત અસ્વાભાવિક રીતે મોટી લાગે તે વાતો ચાલશે નહિ. યતીનને શંકા થવા લાગી: આજની રાતની પાંચ મિનિટ પણ વ્યર્થ જશે. છતાં પોતાના જીવનની એવો નિરાળી પાંચ મિનિટ હવે કેટલી બાકી રહી છે?

૩

'આ શું વહુ, ક્યાંક જાઓ છો કે શું?'

'સીતારામપુર જઇશ.'

'એ શું બોલ્યાં? કોની સાથે જશો?'

‘ અનાથ લઇ જાય છે. ’

‘ વહુ, બેટા, તમે જજો, હું તમને નહિ અટકાવું, પરંતુ આજ નહિ ’

‘ ટિકિટ ખરીદાઇ ગઇ છે. જગા રિઝર્વ થઇ ગઇ છે. ’

‘ ભલેને તેમ થયું હોય ! એ નુકસાન સહન થશે. તમે કાલે સવારમાં જજો, આજ નહિ. ’

‘ માસી, હું તમારા તિથિવારમાં માનતી નથી. આજ જાઉં તો શો વાંધો છે ?’

‘ યતીન તમને બોલાવે છે, તમારી સાથે તેને થોડી વાત કરવી છે. ’

‘ વારૂ, હજુ થોડો વખત છે. હું તેને કહી આવું છું. ’

‘ ના, તમે તેને એ વાત કહેશો નહિ કે ' હું જાઉં છું. ’

‘ વારૂ, નહિ કહું. પરંતુ હું હવે વિલંબ કરી શકતી નથી. કાલે જ અન્નપ્રાશન છે–આજ જો ન જાઉં તો નહિ ચાલે. ’

‘ વહુ, હું તમને હાથ જોડીને કહું છું કે મારી આટલી વાત કેવળ આજને માટે માનો ! આજે જરા ધીરે ચિત્તે યતીન પાસે આવી બેસો. ઉતાવળ ન કરો. ’

‘ ઉતાવળ ન કરૂં તો શું કરૂં ? ગાડી કંઇ મારે માટે થોભવાની છે ? અનાથ બહાર ગયો છે. દશ મિનિટ પછી તે મને બોલાવવા આવશે. તે દરમિયાન હું એમને મળી આવું છું. ’

‘ ત્યારે રહેવા દો વહુ, તમે જાઓ એવી રીતે હું તેની કને તમને નહિ જવા દઉં, અરે અભાગણી, તેં જેને આટલું દુઃખ આપ્યું તે તો બધું છોડી આજ નહિ ને કાલ ચાલ્યો જશે–પરંતુ જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તને આજની વાત હંમેશને માટે યાદ રહી જશે–ભગવાન છે, એ વાત એક દિવસ તને સમજાશે. ’

‘ માસી, તમે મને આવી રીતે શાપ આપતાં નહિ !’

'ઓ બાપ રે, હજુ કેમ જીવે છે બેટા ? પાપ શું પુરાં થયાં નથી–હવે હું તને વધુ વાર છેતરી શકતી નથી.'

માસી થોડી વાર પછી રોગીના ઓરડામાં ગયાં. તેણે ધાર્યું હતું કે યતીન ઉંઘી ગયો હશે. પરંતુ ઓરડામાં પેસતાં જ જોયું કે તે હજુ જાગે છે. માસીએ કહ્યું, 'એ તો એક ભારે કામ કરી બેઠી છે !'

'શું થયું છે ? મણી ન આવી ? આટલી બધી વાર કેમ લગાડી ?'

'જઇ જોઉં છું તો તારૂં દૂધ ઉકાળતાં ઉકાળતાં ઉભરાઇ ગયું છે અને તે બેઠી રડે છે. મેં કહ્યું કે એમાં શું થઇ ગયું, દૂધ તો ઘણું છે. પરંતુ અસાવધ રહી તારૂં દૂધ બગાડયું એ શરમ તેના દીલમાંથી ન ગઇ, મેં તેને ઠંડી પાડી બિછાનામાં સુવાડી છે. આજ તેને હું લાવી શકી નહિ, કાલ વાત ! આજ તો ભલે સૂતી.'

મણી ન આવી તે યતીનને ન ગમ્યું પરંતુ તે સાથે તેને સહેજ આરામ પણ મળ્યો. તેના મનમાં શંકા હતી કે વળી પાછી તે સશરીરે હાજર થઇ તેની ધ્યાનમાધુરી તરફ જૂલમ કરી જાય તો ! કેમકે એવું યતીનના જીવનમાં અનેકવાર બન્યું હતું. દૂધ ઉભરાવી મૂકી મણીનું કોમળ હૃદય પશ્ચાત્તાપથી સળગી રહ્યું છે એ વિચારનો રસ તેના હૃદયમાં ઉછાળા મારવા લાગ્યો.

'માસી !'

'શું બેટા ?'

'હું સારી રીતે જાણું છું કે મારા દિવસો પૂરા થવા આવ્યા છે. પરંતુ મને તેનો કંઇ ખેદ નથી. તમે મારે માટે શોક કરશો નહિ.'

'ના બેટા. હું શોક નહિ કરૂં. જીવનમાં જ ભલું છે અને મરણમાં નથી એ વાત હું માનતી નથી.'

'માસી, હું તમને ખરેખરૂં કહું છું કે મૃત્યુ મને બહુ મધુર લાગે છે.'

અંધકારમય આકાશ તરફ તાકી રહી યતીન જોતો હતો કે તેની મણી આજે મૃત્યુનો વેશ ધારણ કરી આવી ઉભી છે. તે આજે અક્ષય યૌવનથી પરિપૂર્ણ છે, તે ગૃહિણી છે, તે જનની છે; તે રૂપાળી છે, તે કલ્યાણી છે. તેના જ છુટા ચોટલા ઉપર આ આકાશના તારાઓ લક્ષ્મીએ સ્વહસ્તે આપેલી આશીર્વાદની માળા રૂપ દેખાતા હતા. તેઓ બંનેના માથા ઉપર આ અંધકારમય મંગલવસ્ત્ર ઓઢાડાઇ વળી જાણે નવીન તરેહની શુભદષ્ટિ* થઇ રહી છે. રાત્રિનો આ વિપુલ અંધકાર મણીના અનિમેષ પ્રેમમય દષ્ટિપાતદ્વારા ભરાઇ ગયો છે. આ ઘરની વહુ મણી, આ નાની સરખી મણી, આજે વિશ્વરૂપ ધારણ કરી બેઠી છે—જીવનમરણના સંગમ તીર્થને વિષે આ નક્ષત્ર વેદી ઉપર તે બેઠી છે-નિસ્તબ્ધ રાત્રિ મંગળ ઘટની માફક પુણ્ય સલિલથી ઉભરાય છે. યતીન હાથ જોડી મનમાં કહેવા લાગ્યો ' આટલે દિવસે ઘુમટો ઉઘડ્યો, આ ભયંકર અંધકારમાં આવરણ ખુલ્યું—તેં મને ઘણો રડાવ્યો છે—હે સુંદર, હે સુંદર, તું હવે મને છેતરી શકીશ નહિ !'

૪

' માસી, દુઃખ તો થાય છે, પણ તમે ધારો છો તેટલું નહિ. મારી સાથે મારૂં દુઃખ પણ ધીમે ધીમે વિદાય લેતું જાય છે. માલ લાદેલી નૌકાની પેઠે આટલા દિવસ તે મારા જીવનરૂપી વહાણની સાથે બંધાએલું હતું—આજ એ બંધન કપાઇ ગયું લાગે છે. તે મારો બધો બોજો લઇ દૂર તણાતું જાય છે. હજુ હું તેને જોઈ શકું છું પરંતુ હવે તે મારૂં પોતાનું લાગતું નથી. આ બે દિવસ થયાં મેં મણીને એકેય વાર ન જોઈ માસી !'

' યતીન, પીઠ પાછળ રાખવા બીજું ઓસીકું આપું ?'

* બંગાળા તરફ થતો પરણતી વેળા વરકન્યાની ચારે આંખ મેળવવાનો એક પ્રસંગ.

'મને લાગે છે કે મણી પણ ચાલી ગઇ છે! મને છોડી રવાના થએલી પેલી દુ:ખનૌકાની માફક!

'બેટા, થોડો મોસંબીનો રસ પીશ, તારૂં ગળું સુકાય છે.'

'મારૂં વિલ કાલે લખાઇ ગયું છે. તે મેં તમને બતાવ્યું છે કે નહિ? મને બરાબર સાંભરતું નથી.'

'યતીન! મારે તે જોવાની જરૂર નથી.'

'મા જ્યારે મરી ગઈ ત્યારે મારી પાસે તો કંઇ નહોતું. તમારૂં ખાઈ, તમારે હાથે હું માણસ થયો છું. તેથી કહેતો હતો—'

'એ વળી કેવી વાત બેટા? મારે તો કેવળ આ એક મકાન ને નજીવી મુડી સિવાય બીજું કંઈ નહોતું. તેંજ તારી જાતે બધું મેળવ્યું છે.'

'પરંતુ આ મકાન—'

'મકાન પણ મારૂં કઈ રીતે! કેટલો ભાગ તેં વધાર્યો છે, મારૂં કેટલું છે તે અત્યારે શોધ્યું જડે તેમ નથી.'

'મણી તમને અંદરખાનેથી ખૂબ—'

'એ તો હું જાણું છું, યતીન! તું ઉંઘી જા.'

'મેં મણીને બધું લખી આપ્યું છે ખરૂં પરંતુ ખરી રીતે તો તમારૂં જ છે. એ તમને કદી નહિ છોડે.'

'બેટા એ માટે આટલો બધો વિચાર કેમ કરે છે?'

'તમારા આશીર્વાદથી આ બધું છે! તમે મારૂં વિલ જોઇ કદી મનમાં આણતાં નહિ...'

'યતીન, એ કેવી વાત? તારી ચીજ તું મણીને આપે તેમાં હું મનમાં શું લાવવાની હતી? મારૂં મન શું એવું છે ખરૂં? તારી ચીજ એને નામે ચડાવી જતાં તને જે સુખ થાય છે એ સુખ મને સૌ કરતાં વધારે સુખી બનાવે છે બેટા.'

'પરતુ તમને પણ હું—!'

'જો યતીન, હવે હું ગુસ્સે થઇશ. તું ચાલ્યો જશે ને મને રૂપીઆ વડે ભુલાવી જશે ?'

'માસી, રૂપીઆ કરતાં પણ વધુ કીંમતી બીજું કંઇ જો હું તમને......'

'યતીન, એવું તો તેં મને બહુ આપ્યું છે, પુષ્કળ આપ્યું છે. મારૂં શૂન્ય ઘર ભર્યું હતું એ શું મારા અનેક જન્મનું ભાગ્ય નહોતું ? અત્યાર સુધી તો મેં એ બધું ગળા સુધી ભોગવ્યું છે, આજ મારૂં લેણું જો પુરુ થઇ ગયું હશે તો તેની ફરિયાદ હું નહિ કરૂં. આપ, બધું લખી આપ, ઘરબાર, ચીજજણુસ, ગાડીઘોડો, સ્થાવરજંગલ બધી મિલકત જે કંઇ છે તે મણીના નામ પર ચડાવી દે. એ બોજો મારાથી હવે નહિ ઉપડે.'

'તમને ભોગ પર પ્રીતિ નથી, પરંતુ મણીની ઉંમર નાની છે તેથી—'

'એ વાત કહેતો નહિ ! એ વાત ફરી ઉચ્ચારતો નહિ. ધન-દોલત આપવા માગતો હોય તો આપ પરંતુ ભોગવવાનું—'

'કેમ નહિ ભોગવે ?'

'ના બેટા ના, તે ભોગવી નહિ શકે ! હું ખાત્રીપૂર્વક કહું છું કે એ એને જરાકે નહિ રુચે ! તેનું ગળું સુકાઇ લાકડું બની જશે, તેને કોઇ પણ સામગ્રીમાંથી રસ નહિ મળે.'

યતીન ચુપ થઇ રહ્યો. પોતાના વિના સંસાર મણીને ખારો-ઝેર થઇ પડશે એ વાત ખરી કે ખોટી, સુખદાયક કે દુઃખદાયક, તે એ બરાબર નક્કી કરી શકયો નહિ. આકાશના તારા જાણે તેના હૃદયમાં વસી કાનમાં કહેવા લાગ્યા, એમ જ થાય—અમે તો હજારો વર્ષથી એવું જોતા આવ્યા છીએ, સંસારવ્યાપી આ બધી તૈયારી એ મોટી છેતરપિંડી છે.

યતીન એક ઉંડો નિસાસો નાખી બોલ્યો, 'આપવા જેવી ચીજ તો આપણે કોઇ પણ રીતે આપી જઇ શકતા નથી.'

'બેટા, તેં શું ઓછું આપ્યું છે? આ મકાન, પૈસોટકો વગેરેના બહાને તું એને જે કંઇ આપી જાય છે તેની કીંમત એ શું કદી નહિ સમજે? તેં એને જે કંઇ આપ્યું છે તે માથે ચડાવી લેવાની શક્તિ વિધાતા એને આપો એ મારો તેને આશીર્વાદ છે.'

'થોડો મોસંબીનો રસ આપો. મારૂં ગળું સૂકાય છે. મણી શું કાલે આવી હતી–મને બરાબર યાદ આવતું નથી.'

'આવી હતી. ત્યારે તું ઉંઘતો હતો. તારા માથા આગળ બેસી તેણે તને ઘણી વાર સુધી પવન ઢોળ્યો હતો. ત્યારબાદ તે ધોબીને કપડાં આપવા ગઈ હતી!'

'ભારે નવાઈ! મને લાગે છે કે હું તે જ વખતે સ્વપ્ન જોતો હતો: જાણે મણી મારા ઓરડામાં આવવા માગે છે–બારણાં થોડાં અદબોઘાં થયાં છે. તે ઠેલાઠેલી કરે છે પરંતુ બારણાં વધારે ઉઘડતાં નથી. પરંતુ માસી. તમે સહેજ ભૂલ કરો છો હો! એને જાણવા તો દો કે હું મરૂં છું. નહિ તો તે મૃત્યુને એકાએક સહન નહિ કરી શકે.'

'બેટા, તારા પગ ઉપર આ ઉનની શાલ નાખું! પગનાં તળિયાં ઠંડાં થઈ ગયાં છે.'

'ના, માસી, શરીર પર કંઇ પણ ઓઢવાનું ગમતું નથી.'

'યતીન, તું જાણે છે કે એ શાલ મણીએ ગુંથેલી છે. આટલા દિવસ રાતે જાગી જાગીને તેણે એ તૈયાર કરી છે. હજુ એ ગઈ કાલે જ પુરી થઇ.'

યતીન શાલ હાથમાં લઇ આમતેમ ફેરવી જોવા લાગ્યો. તેને લાગ્યું કે આ શાલની કોમળતા એ મણીના મનની અણમૂલી ચીજ છે. તેણે યતીનની સ્મૃતિ હૃદયમાં ધારણ કરી, આખી રાત જાગી

આ શાલ ગુંથી છે. તેના મનની એ પ્રેમભાવના એના પ્રત્યેક તાર સાથે ગુંથાઇ રહી છે. કેવળ ઉન જ નહિ પણ મણીની કોમળ આંગળીઓના સ્પર્શ વડે આ ગુંથાઈ છે. તેથી માસીએ જ્યારે શાલ પગ પર નાખી ત્યારે તેને લાગ્યું કે મણી પોતે જ આખી રાતનાં જાગરણ કરી તેની પદસેવા કરી રહી છે.

‘ પરંતુ માસી, હું તો જાણતો હતો કે તેને ભરતાં ગુંથતાં આવડતું નથી. તેને સીવણ ગમતું જ નથી. ’

‘ ધ્યાન રાખે તો શીખતાં કેટલી વાર ? તેને મેં શીખવ્યું હતું, છતાં આમાં ઘણી જગાએ ભૂલો પણ છે. ’

‘ ભલે ને રહી ભૂલો ! એ કંઇ પેરીસના પ્રદર્શનમાં મોકલવાની નથી. ભૂલો છતાં મારા પગ ઢાંકવામાં તે કામ નહિ આવે તેમ નથી. ’

‘ ગુંથણમાં ઘણી ભૂલો છે એ વાત સાંભળતાં યતીનને બહુ જ આનંદ થયો. બિચારી મણી ! ગુંથણ જાણતી નથી. ગુંથી શકતી નથી, વારંવાર ભૂલો કરે છે, તો પણ ધીરજ રાખી મોડી રાત સુધી ગુંથણ કર્યે જાય છે એ કલ્પના જ તેને અતિશય મધુર લાગી. આ ભૂલભરેલી શાલને વળી તેણે હાથમાં લઇ તપાસી જોઇ.

‘ માસી, દાક્તર નીચેના ઘરમાં છે ? ’

‘ હા, યતીન, આજ રાતે રહેશે. ’

પરંતુ મને નકામી ઉંઘની દવા ન આપે એ ધ્યાન રાખજો. જુઓને એની દવાથી મને ઉંઘ તો આવતી જ નથી પણ ઉલટું દુઃખ વધે છે. મને સારી રીતે જાગી લેવા દો. સાંભરે છે માસી, વૈશાખ માસની બારશની રાત્રે અમારાં લગ્ન થયાં હતાં. કાલે એ જ બારશ આવે છે. કાલે એ રાતના બધા તારા આકાશમાં ઉગશે, મણીને કદાચ એ વાત યાદ નહિ હોય. હું તેને એ વાત આજે યાદ કરાવવા ઇચ્છું છું; તમે તેને ફક્ત બે મિનિટ માટે બોલાવો, કેમ

મુંગાં બેઠાં છો? કદાચ દાક્તરે તમને કહ્યું હશે કે મારૂં શરીર દુર્બળ છે, તેથી મારા મનને કોઈ પણ જાતની...પરંતુ હું તમને નક્કી કહું છું કે આજ રાત્રે તેની સાથે બે ત્રણ વચનોમાં વાતચીત કરવાથી મારૂં મન બહુ જ શાંત થઈ જશે, અને કદાચ હવે પછી તમારે મને ઉંઘની દવા આપવી નહિ પડે. મારૂં મન તેને કંઈક કહેવા માગતું હોવાથી જ ગઇ એ રાત મને ઉંઘ નહોતી આવી. માસી, તમે આવી રીતે ન રડો. મને બહુ સારૂં છે, મારૂં મન આજે જેવું આનંદથી ભરાઇ ઉઠયું છે તેવું મારા જીવનમાં કદી થયું નથી. તે માટે જ હું મણીને બોલાવું છું. મને લાગે છે કે આજ હું મારૂં આ ભરપૂર હૃદય તેના હાથમાં આપી જઇ શકીશ. તેને ઘણા દિવસો થયાં, ઘણી વાતો કહેવાનું મન હતું પણ એ કાર્ય પાર પાડી શકયો નથી પરંતુ હવે એક ક્ષણનો વિલંબ કરવો પાલવે તેમ નથી. તેને હમણાં જ બોલાવો. આ પછી મને સમય મળશે નહિ. માસી, હું તમારૂં આ રૂદન સહન કરી શકતો નથી. આટલા દિવસ તો તમે શાંત હતાં, આજ કેમ આમ થાય છે?'

'ઓ યતીન, મેં ધાર્યું હતું કે મારૂં બધું રૂદન ખૂટી ગયું છે, પણ હવે મને લાગે છે કે હજુ એ જંજાળ બાકી રહી છે, આજે હું રહી શકતી નથી.'

'મણીને બોલાવો—તેને હું કહી રાખું કે કાલની રાતને માટે......'

'જાઉં છું બેટા. શંભુ બારણે બેઠો છે, જો કંઇ જરૂર પડે તો તેને બોલાવજે.'

માસી મણીના સુવાના ઓરડામાં જમીન પર પડી પોકાર કરવા લાગ્યાં. અરે વહુ, આવ! એક વાર આવ!! રાક્ષસી, આવ!!! જેણે તને તેનું સર્વસ્વ આપ્યું છે તેની છેલ્લી વાત તો માન–જે મરવા પડયો છે તેને વધુ માર નહિ.'

યતીન પદરવ સાંભળી ચમકી ઉઠી બોલ્યો, ‘ મણી ? ’

‘ ના, હું શંભુ, મને બોલાવો છો ? ’

‘ એક વાર તારી શેઠાણીને મોકલ ;

‘ કોને ? ’

‘ શેઠાણીને. ’

‘ તે તો હજુ આવ્યાં નથી. ’

‘ કયાં ગયાં છે ? ’

‘ સીતારામપુર. ’

‘ આજે ગયાં છે ? ’

‘ ના, આજે ત્રણ દિવસ થયા. ’

થોડી વાર સુધી યતીનનું આખું શરીર ધ્રુજી ઉઠયું, તેની આંખે અંધારાં આવ્યાં. અત્યાર સુધી તે ઓસીકાને અઢેલી બેઠો હતો, તે સૂઈ ગયો. પગ ઉપર પેલી ઉનની શાલ પડી હતી, તે તેણે ઠેલી નીચે નાખી દીધી. ’

ઘણી વાર પછી માસી આવ્યાં. યતીને તેને મણી વિષે કંઇ જ ન કહ્યું. માસીએ ધર્યું કે એ વાત તેના મગજમાં રહી નથી.

એકાએક યતીન બોલી ઉઠયો, ‘ માસી, મેં તમને પેલા સ્વપ્નની વાત કહી હતી ? ’

‘ કયા સ્વપ્નની. ’

‘ મણી મારા ઓરડામાં આવવા બારણાં ઠેલે છે. બારણાં કોઇ પણ રીતે ઉઘડતાં નથી. થોડાં અદ્ધોઘાલાં બારણામાંથી તે અંદર જુએ છે પણ અંદર ઘુસી શકતી નથી. મણી હંમેશને માટે મારા ઓરડાની બહાર જ ઉભી રહી. તેને બહુ બોલાવી પણ અહીં તેને માટે જગા ન જ થઈ. ’

માસી કંઇ ન બોલતાં ચુપ થઇ બેઠાં. તેણે વિચાર કર્યો કે યતીનને માટે મિથ્યા વડે જે એકાદ સ્વર્ગ રચી રહી હતી તે હવે

ટકયું નથી. દુઃખ જ્યારે આવે ત્યારે તેનો સ્વીકાર કરવો એ જ સારૂં છે–પ્રવંચનાદ્વારા વિધાતાનો માર અટકાવવાનો પ્રયત્ન કરવો એનો અર્થ કંઈ જ નથી.

'માસી, તમારી પાસેથી મને જે સ્નેહ મળ્યો છે તે મારા જન્મજન્માંતરનું ભાથું છે. મારૂં આખું જીવન તેના વડે ભરપૂર કરી હું જાઉં છું. આવતા જન્મમાં તમે નક્કી મારી દીકરી થઇ જન્મશો, હું તમને છાતી પર રાખી ઉછેરીશ.'

'એ શું બોલે છે યતીન, વળી છોકરી થઈ જન્મું? તારે ત્યાં દીકરો થઇ જન્મું એવી ઇચ્છા કરને ભાઇ.'

'ના, ના, છોકરો નહિ. બાળપણમાં તમે જેવાં સુંદર હતાં તેવું જ અવરૂપ રૂપ લઈ તમે મારા ઘરમાં આવજો. મને બરાબર યાદ રહેશે તમને કઇ રીતે શણગારવાં તે.'

'હવે બોલ નહિ યતીન, બોલ નહિ–જરા ઉંઘ.'

'તમારૂં નામ પાડીશ 'લક્ષ્મી.'

'એ તો જૂના જમાનાનું નામ થઈ ગયું.'

'હા, એ આધુનિક નામ નથી. પરંતુ તમે તો મારાં જૂનાં માસી છો; એ જૂનો કાળ લઇ મારે ઘેર આવજો.'

'તારે ઘેર હું વરાવવા પરણાવવાનું દુઃખ લઇ આવું એવી ઇચ્છા હું કરી શકતી નથી.'

'માસી, તમે મને દુર્બળ ધારશો નહિ, મને દુઃખથી બચાવવા માગો છો?'

'બેટા, મારૂં મન તે છેવટે બૈરીનું જ ને! હું પોતે જ દુર્બળ છું–તે માટે જ હું તને બહુ બીતી બીતી બધાં દુઃખમાંથી હમેશને માટે બચાવવા તલસતી હતી. પરંતુ મારી શક્તિ તે કેટલી? હું કંઇ કરી શકી નહિ.'

'માસી, આ જીવનની શીખામણ હું આ જન્મમાં કામે લગાડી શકયો નથી. પરંતુ એ બધું જમા રહી ગયું છે. આવતા જન્મમાં માણસ શું કરી શકે તે હું બતાવીશ. આખો દિવસ પોતાના

તરફ નજર કરી રહેવું એ કેવી મોટી ભૂલ છે એ હું બરાબર સમજ્યો છું.'

'બેટા, તું ગમે તેમ કહે, પણ તેં તારે માટે કંઇ રાખ્યું નથી. તેં જાતે કંઇ લીધું નથી. બધું બીજાંને આપ્યું છે!'

'માસી, એક ગર્વ તો હું કરીશ કે મેં સુખ ઉપર જબરાઇ કરી નથી. કોઇ પણ દિવસ હું એ વચન બોલ્યો નથી કે જ્યાં મારો હક છે ત્યાં હું જોર વાપરીશ. જે મને મળ્યું નથી તે માટે મેં બાઝાબાઝી કરી નથી. મેં એ ચીજ માગી હતી કે જેના ઉપર કોઇનો હક નહોતો. તે માટે હું આખી જીંદગી બે હાથ જોડી રાહ જોઇ બેઠો હતો; મિથ્યા હું માગતો નહોતો માટે જ આટલા દિવસ એવી રીતે બેસી રહેવું પડયું—આ વખતે ખરૂં પડે તો દયા રાખી કહેવાશે. એ કોણ, માસી, એ કોણ ?'

'કોણ! કોઇ નથી યતીન'

'માસી, તમે એક વાર પેલા ઓરડામાં જોઇ આવો, મેં જાણે...

'ના બેટા, ત્યાં તો કોઇ નથી.'

'પરંતુ મેં સ્પષ્ટ જોયું...'

'કંઇ નથી યતીન, જો દાક્તર આવ્યા'

'આપ એની પાસે રહો છો તો એ બહુ વાતો કરે છે. કેટલીય રાત આવી રીતે આપે જાગરણમાં ગાળી. આપ સુવા જાઓ. મારો આ માણસ અહીં રહેશે.'

'ના માસી, તમે જશો નહિ,

'વારૂ, બેટા, હું પેલા ખુણામાં જઈ બેસું છું.'

'ના, ના, તમે મારી પાસે જ બેસી રહો—હું તમારો હાથ કદી છોડવાનો નથી. છેવટ સુધી નહિ. હું તમારા હાથે ઉછર્યો છું, ભગવાન ભલે તમારા હાથમાંથી જ મને છીનવી લે.'

'વારૂ, પણ યતીન બાબુ, આપ વાતચીત કરશો નહિ. પેલી દવા પીવરાવવાનો વખત થયો છે...'

'વખત થયો છે? જૂઠી વાત. સમય વીતી ગયો. હવે દવા પીવરાવવી એ કેવળ આત્મવંચના વડે સાન્ત્વના પ્રાપ્ત કરવા જેવું છે. મને તેની જરાકે દરકાર નથી. હવે હું મરણથી બીતો નથી. માસી, યમની દવા ચાલે છે, તે પર વળી આ બધા દાક્તરોને ભેગા કેમ કર્યા છે? તેને રજા આપો, બધાને રજા આપો. હવે મારાં ગણાતાં હોય તો એક માત્ર તમે છો. મને બીજા કોઇની જરૂર નથી. કોઈની નહિ. કોઇ જૂઠાણાની નહિ.'

'આપની આ ઉશ્કેરણી સારી ન કહેવાય.'

'ત્યારે તમે જાઓ. મને ઉશ્કેરો નહિ. માસી, દાક્તર ગયા? વારૂ, ત્યારે તમે આ પથારી પર બેસો, હું તમારા ખોળામાં માથું રાખી જરા સૂઉં.'

'વારુ, સૂઈ જા, બેટા જરા ઉંઘ.'

'ના માસી, ઉંઘવાનું કહેતાં નહિ. ઉંઘવા જતાં કદાચ મારી ઉંઘ કદી નહિ ભાંગે. હજુ મારે થોડીવાર જાગવાની જરૂર છે. તમે શબ્દ સાંભળી શકો છો? એ આવે, હમણાં આવશે.'

'બેટા, યતીન, જરા જોતો ખરો, એ આવી છે. એકવાર તો જો બેટા!'

'કોણ આવ્યું છે? સ્વપ્ન?'

'સ્વપ્ન નહિ બેટા, મણી આવી છે. તારા સસરા આવ્યા છે.'

'તમે કોણ છો?'

'ઓળખી શકતો નથી બેટા, એ તારી મણી છે.'

'મણી, એ બારણું શું આખું ઉઘડી ગયું?'

'બધું ઉઘડી ગયું, બેટા મારા, બધું ઉઘડી ગયું.'

'ના માસી, મારા પગ ઉપર એ શાલ નહિ, એ શાલ નહિ, એ શાલ જૂઠી છે, એ શાલ આત્મવંચનામય છે.'

'શાલ નહિ યતીન! વહુ તારા પગ ઉપર પડે છે—એના માથા ઉપર હાથ મૂકી આશીર્વાદ આપ. આવી રીતે રડતી નહિ, વહુ, રડવાનો સમય આવે છે—અત્યારે જરા ચુપ રહે!

# ફાંસી

૧

દુખિરામ રૂઈ અને છિદામ રૂઈ બંને ભાઈ સવારમાં ઊઠી, હાથ
દાતરડું લઈ મજૂરી કરવા જતા હતા, ત્યારે તેઓની સ્ત્રી
વચ્ચે ભારે કકળાટ ચાલતો હતો. પરંતુ બીજા નાના પ્રકારના નિ
કલરવની પેઠે આ કોલાહલ પણ પાડોશીને સહી ગયો હતો. ઉ
સાદે બોલવાનું શરુ થતાં જ લોકો પરસ્પર કહેતા કે ‘ એ જુઓ
ખરા, આજે વળી મચ્યા છે ’ અર્થાત્ જેવી આશા રાખી હ
બરાબર તેમજ બન્યું છે. આજ પણ સ્વાભાવિક નિયમનું ઉલં
થયું નથી. સવારમાં પૂર્વ દિશામાં સૂર્યોદય થાય છે ત્યારે જેમ કે
તેનુ કારણ પૂછતું નથી તેમ આ કોળીઓના ઘરમા બંને દેરા
જેઠાણી વચ્ચે જ્યારે કંઈ કજીઓ સળગે ત્યારે કોઈ એનું કા
જાણવાની પરવા કરતું નહિ.

એટલું તો નક્કી કે આ કંકાસ પાડોશીઓ કરતાં બંને પ
હેવોને વધારે સ્પર્શ કરતો હતો. છતાં તેઓ તેને પોતાના કામમાં વિ
કર્ત્તા ગણતા નહિ. તેઓ બંને ભાઈઓ જાણે આ લાંબો સંસ
માર્ગ એક રેંકડી પર ચઢી પસાર થાય છે, બંને બાજુએ બે ક
વગરનાં પૈડાંનો અવિશ્રામ કિચુડ કિચુડ અવાજ જીવનરથયાત્ર
એક વિધિવિહિત નિયમ હોય એમ તેઓ માનતા હતા.

ઉલટું ઘરમાં જે દિવસે ચુચાં થતું નહોતું, બધું ચુપચુપ સૂનકાર જણાતું તે દિવસે એકાદ આવી પડનારા અનૈસર્ગિક ઉપદ્રવની શંકા પેદા થતી. તે દિવસે શું બનવાનું હતું એ વાત કોઇ કહી શકતું નહિ.

અમારી વાર્તાનો બનાવ જે દિવસે શરુ થયો, તે દિવસે સંધ્યાકાળની શરુઆતમાં જ બંને ભાઇ આખો દિવસ મજૂરી કરી થાકયા-પાકયા ઘેર આવ્યા હતા. તેઓએ ઘેર આવતાં જ જોયું કે આખું ઘર સૂનકાર છે.

બહાર પણ અત્યંત નિસ્તબ્ધતા ફેલાઇ રહી હતી, બપોરે એકાદ વરસાદનું ઝાપટું પડી ગયું છે. હજુ ચોમેર વાદળાંનો જમાવ થઇ રહ્યો છે. પવન જરા પણ વાતો નથી, ચોમાસાને લીધે ઘરની ચોમેર છોડવા અને ઘાસ અતિશય ઉંચું વધી ગયું છે, ત્યાંથી અને પાણીમાં ડૂબેલાં શણનાં ખેતરોમાંથી, પલળેલી વનસ્પતિ પરથી આવતી ભિની વરાળ ચોમેર એકાદ અસલ દિવાલની જેમ ઘેરી વળી હતી. ગાયો બાંધવાની કોડ પાછળ ખાબોચિયાંમાંથી દેડકાંનો અવાજ આવતો હતો અને તમરાંના અવાજથી સંધ્યાકાળનું નિસ્તબ્ધ આકાશ તદ્દન પરિપૂર્ણ બની ગયું હતું.

થોડે દૂર ચોમાસાની પદ્મા નવીન વાદળાંની છાયામાં અતિશય સ્થિર, ભયંકર ભાવ ધારણ કરી વહે છે. ખેતરનો મોટો ભાગ તોડીફોડી તે વસ્તીની પાસે આવી રહી છે. એટલું જ નહિ પણ કિનારાની પાસે આવેલાં બે ચાર આંબાનાં ઝાડનાં મૂળિયાં પણ બહાર દેખા દઇ રહ્યાં છે, જાણે તેઓની નિરૂપાય મુઠ્ઠીનાં પહોળાં થયેલાં આંગળાં શૂન્યમાં એકાદ કંઇ છેવટનું અવલંબન પકડી રાખવાનો પ્રયત્ન કરે છે.

દુખિરામ અને છિદામ તે દિવસે જમીનદારની ઓફિસમાં કામ કરવા ગયા હતા. નદીના પ્રવાહની પેલે પાર ભાઠામાં અનાજ પાકયું છે. એ પ્રવાહમાં ઘસડાઇ જાય તે પહેલાં કાપી લેવાને માટે દેશના ગરીબ માણસ માત્ર કોઇ પોતાના ખેતરમાં તો કોઈ

શણુ કાપવામાં જોડાઇ ગયા છે. કેવલ ઓફિસમાંથી સિપાઇ આવી એ બે ભાઇઓને જબરજસ્તીથી પકડી ગયો હતો. ઓફિસના ઓરડામાં ચુવો થયો હતો. તે સમારવામાં અને થોડાક નવા ઝાંપા બનાવવામાં તેઓએ ત્યાં આખો દિવસ ગાળ્યો હતો. ઘેર જમવા પણ આવી શકયા નહોતા. ઓફિસમાંથી થોડો નાસ્તો મળ્યો હતો. વખતોવખત વરસાદમાં ભીંજાવું પણ પડયું હતું. છતાં જોઇએ તેટલી મજૂરી મળી નહોતી. ઉલટું થોડીક રૂઢ વાત સાંભળવી પડી હતી. એ તેમની મજૂરી ઉપરાંતની હતી.

રસ્તા પરનો કાદવ અને પાણી ખૂંદતા ખૂંદતા બંને ભાઇઓ ઘેર આવી પહોંચ્યા, ત્યારે નાની વહુ ચંદરા જમીન પર છેડો વાળી ચુપ થઇ પડી હતી. આજના આ વાદળાંવાળા દિવસની પેઠે તે પણ બપોરે પુષ્કળ પ્રમાણમાં આંસુ વરસાવી સંધ્યાકાળ વખતે શાંત થઇ અત્યંત ગુમરાતી બેઠી છે. અને મોટી વહુ રાધા મોઢું ભારેખમ કરી વંડામાં બેઠી હતી. તેનો દોઢ વર્ષનો છોકરો રડતો હતો. બંને ભાઇઓએ જ્યારે ઘરમાં પગ મૂકયો ત્યારે તેઓએ જોયું કે નગ્ન બાળક આંગણાના એક ખુણામાં ચત્તો સુતો સુતો ઊંઘે છે.

ભૂખ્યો દુખિરામ કંઇ પણ રાહ જોયા વિના બોલી ઊઠયો, ‘ ભાત લાવ ’

મોટી વહુ દારૂની કોથળીમાં તણખો પડે તેમ એક ક્ષણમાં તીવ્ર કંઠસ્વર આકાશ જેવડો મોટો કરી બોલી, ‘ ભાત કયાં છે તે ભાત આપું ? તેં શું મને ચોખા આપ્યા છે ? હું શું તારે માટે કમાણી કરી લાવું ?

આખા દિવસના થાક અને અપમાન પછી અન્ન વિનાના દીલગીરીપૂર્ણ અંધારા ઘરમાં સળગતી જઠરાગ્નિમાં ગૃહિણીનાં રૂક્ષ વચન, તેમાં પણ છેલ્લા વચનમાં છુપો કુત્સિત ભાવ દુખિરામને માટે એકાએક અસહ્ય થઇ પડયો.

ગુસ્સામાં આવેલા વાઘની માફક દુખિરામ ગર્જના કરી બોલ્યો, ' શું કહ્યું ' એટલું કહેતાં જ એક ક્ષણમાં હાથમાંનું જબ્બર દાતરડું સ્ત્રીના માથા પર માર્યું. રાધા તેની દેરાણીના ખોળા પાસે પડી ગઇ અને એક ક્ષણમાં મરણ પામી.

ચંદરા લોહીથી તરબોળ થઇ ગયેલાં વસ્ત્રો સાથે ' શું થયું રે માડી ' કહેતી બરાડો પાડી ઉઠી. છિદામે તેનું મ્હોં દાબી રાખ્યું. દુખિરામ દાતરડું ફેંકી મોં પર હાથ મૂકી હતબુદ્ધિની જેમ જમીન પર બેસી ગયો, છોકરો જાગી જઇ બીકનો માર્યો બરાડા પાડી રડવા લાગ્યો.

બહાર તે વખતે સંપૂર્ણ શાંતિ વિરાજતી હતી. ભરવાડનાં બાળકો ગાયો સાથે ગામમાં પાછાં ફરે છે. સામી પારે આવેલાં ભાઠામાં ધાન્ય લણવા ગયેલા લોકોમાંના પાંચ સાત જણ એક નાની નૌકા દ્વારા આ કિનારે આવે છે. મહેનતાણા તરીકે મેળવેલા ધાન્યના ભારા માથા પર લઇ પોતપોતાને ઘેર જાય છે.

ચક્રવર્તીના ઘરના રામલોચન કાકા પોસ્ટ ઓફિસમાં કાગળ નાખી આવી નિશ્ચિંત ચિત્તે તમાકુ પીએ છે. એકાએક તેને યાદ આવ્યું કે દુખિરામ પાસે ઘણા પૈસા બાકી રહ્યા છે; આજે તેનો થોડો ભાગ મળવાનું વચન મળ્યું છે. અત્યાર સુધીમાં તેઓ ઘેર આવી ગયા હશે એમ માની તે ખાંધ પર ચાદર નાંખી, હાથમાં છત્રી લઇ બહાર ચાલ્યા.

કોળીના મકાનમાં પેસતાં જ તેનું શરીર ચમકવા લાગ્યું. તેણે જોયું કે દીવો નથી. અંધારામાં બેચાર જણા ઉભેલા જણાય છે. થોડી થોડી વારે તે તરફથી થોડો થોડો રડવાનો અવાજ આવે છે અને છોકરો જેમ જેમ મા મા કહી રડવા જાય છે તેમ તેમ છિદામ તેનું મોં દાબી રાખે છે.

રામલોચને કંઇક બીકથી પૂછ્યું, ' દુખિ ઘેર છે કે ? '

દુખિ અત્યાર સુધી પત્થરની મૂર્તિની માફક નિશ્ચલ થઇ બેઠો હતો. તેનું નામ લઇ બોલાવતાં જ તે બાળકની માફક રડી પડયો.

છિદામ એકદમ ચક્રવર્ત્તી પાસે આવ્યો. ચક્રવર્ત્તીએ પૂછયું, 'રાંડો આજે વળી કજીઓ કરી બેઠી લાગે છે. આજ તો આખો દિવસ તેમના બરાડા જ સાંભળ્યા છે.

અત્યાર સુધી છિદામ શું કરવું એ નક્કી કરી શકયો નહોતો. નાના પ્રકારની અસંભવિત વાતો તેના મગજમાં ઉભરાતી હતી. હમણાં તો તેણે એટલું નક્કી કર્યું હતું કે રાત થોડી વીતે એટલે મુડદું કયાંક ઠેકાણે પાડવું. પરંતુ એ દરમ્યાન આમ ચક્રવર્ત્તી આવી પહોંચશે એ કલ્પના તેને આવી નહોતી, તેણે તરત તો કંઇ જવાબ વાળ્યો નહિ. છતાં એટલું તો કહેવું પડયું કે 'હા, આજે બહુ કજીઓ થયો હતો.'

ચક્રવર્ત્તી વંડા તરફ આગળ વધી બોલ્યો, 'પરંતુ તે માટે દુખિ રડે છે કેમ?'

છિદામે જોયું કે હવે બચાવ થાય તેમ નથી. એકાએક તે ઊઠયો, 'કજીયો કરતાં કરતાં દેરાણીએ જેઠાણી પર દાતરડાનો ઘા કર્યો છે.'

ચાલુ વિપત્તિ સિવાય બીજી કોઇ વિપત્તિ હોઇ શકે એ વાત સહેજમાં મન કલ્પી શકતું નથી. છિદામ તે વખતે વિચારતો હતો કે ભયંકર સત્યના હાથમાંથી કઇ રીતે છૂટવું, પરંતુ જૂઠ તો તે કરતાં પણ ભયંકર હોઇ શકે તે તેના મગજમાં ઉતર્યું નહિ. રામલોચનનો પ્રશ્ન સાંભળતાં જ તેની બુદ્ધિએ જે એક તાત્કાલિક જવાબ સૂઝાડયો તે તરતજ એ બોલી ચૂકયો.

રામલોચને ચમકી જઈ કહ્યું, અરે! શું કહે છે! મરી ગઇ તો નથી?'

છિદામે કહ્યું, 'મરી ગઇ છે!' એમ કહી તે ચક્રવર્ત્તીના પગ પકડી બેઠો.

ચક્રવર્તીને નાસવાનો રસ્તો રહ્યો નહિ. તેણે વિચાર કર્યો કે અરે રામ, સંધ્યાકાળ વખતે આ વળી કઇ બલાના પંઝામાં સપડાયો ? અદાલતમાં સાક્ષી આપતાં જીવ જવા બેસશે. છિદામે તેના પગ છોડવા નહિ. તેણે કહ્યું, ' દાદા ઠાકુર, હવે મારી વહુને બચાવવા માટે શું કરવું ? '

મુકદ્દમામાં સલાહકાર તરીકે રામલોચન આખા ગામનો મુરબ્બી ગણાતો. તેણે થોડો વિચાર કરી કહ્યું, ' જો, એનો એક ઉપાય છે. તું હમણાં જ થાણામાં જઇ જાહેર કર કે મારો મોટો ભાઇ દુખિ સંધ્યાકાળ વખતે ઘેર આવ્યો. તેણે ખાવાનું માગ્યું. ખાવાનું તૈયાર નહોતું. તેથી તેણે દાતરડા વડે પોતાની સ્ત્રી પર હુમલો કર્યો, હું નકકી કહું છું કે આમ જાહેર કરવાથી તારી વહુ બચી જશે.

છિદામનું ગળું સુકાવા લાગ્યું; તે બોલી ઉઠયો, ' ઠાકુર. વહુ જશે તો બીજી મળશે, પરંતુ મારો ભાઇ ફાંસીએ ચઢશે તો કંઇ બીજો નહિ મળે. ' પરંતુ જ્યારે તેણે પોતાની સ્ત્રી પર ગુનો ચઢાવ્યો ત્યારે આ વાત તેના ખ્યાલમાં આવી નહોતી. ઉતાવળમાં એક કાર્ય કરી ચૂકયો હતો, હવે એ કાર્યની તરફેણની દલીલો આપી મનને શાંત કરવા મથતો હતો.

ચક્રવર્તીને પણ વાત ખરી લાગી તેણે કહ્યું, ' ત્યારે જેમ બન્યું છે તેમ જાહેર કર. બધી બાજુથી રક્ષણ થવું મુશ્કેલ છે. '

એમ કહી રામલોચન તત્કાળ ચાલ્યો ગયો. જોત જોતામાં ગામમાં જાહેર થઇ ગયું કે કોળીના ઘરમાં ચંદરાએ ગુસ્સે થઇ તેની જેઠાણીના માથા પર દાતરડું માર્યું.

બંધ તૂટતાં જેમ પાણી ધસી આવે છે તેમ ધસારાબંધ હુંકાર કરતી પોલિસ ગામમાં ધસી આવી; ગામના અપરાધી અને નિરપરાધી બધા ઉદ્વેગવશ બની ગયા.

( ૨ )

છિદામે વિચાર્યું કે જે રસ્તો કાપી કાઢયો છે તે જ રસ્તે ચાલ્યા સિવાય છૂટકો નથી, તે ચક્રવર્ત્તી પાસે સ્વમુખે આ વાત બોલી ચૂકયો છે. એ વાત આખા ગામમાં જાહેર થઈ ચૂકી છે, હવે બીજું કંઇ પ્રગટ કરવાનો પ્રયત્ન કરે તો કોણ જાણે શું ઓડનું ચોડ વેતરાઇ જાય, એ વિષે તે કંઇયે વિચાર કરી શકયો નહિ. તેણે ધાર્યું કે કોઈ પણ રીતે એ વાત ચાલુ રાખી તેની સાથે બીજી ચારપાંચ વાતો ભેળવી પત્નીનો બચાવ કરવા સિવાય બીજો રસ્તો રહ્યો નથી.

છિદામે પોતાની સ્ત્રી ચંદરાને ગુનો માથે ચઢાવી લેવાની વિનંતિ કરી. તે તો આ સાંભળી દિગ્મૂઢ બની ગઇ. છિદામે તેને સાન્ત્વન આપી કહ્યું, ' હું જે કરવાનું કહું છું તેથી બીશ નહિ. અમે તને ગમે તે રીતે બચાવી લઇશું, ' સાન્ત્વન આપતાં તો અપાઇ ગયું પરંતુ ગળું સુકાઇ ગયું, મોં ફીકુંફચ પડી ગયું.

ચંદરાની ઉંમર સત્તર અઢાર વર્ષથી મોટી નહોતી. મોં રુષ્ટ-પુષ્ટ ગોળમટોળ હતું. શરીર સમધારણ, ધાટીલું, સુસ્થ સબળ, અંગ-પ્રત્યંગમાં એવું એકાદ સૌષ્ઠવ હતું કે ચાલતાં ફરતાં શરીરનો કોઇ પણ ભાગ કદરૂપો લાગતો નહોતો. એકાદ નવી બનાવેલી નૌકાની માફક નાજુક, સુડોળ, અત્યંત સહેલાઇથી સરી જાય એવી એની દેહલતા હતી. તેના શરીરની કોઇ પણ ભાગની ગ્રન્થિ શિથિલ થઇ ગઇ નહોતી. પૃથ્વીની બધી વસ્તુઓ વિષે તેનું કૌતુક હજુ જેમનું તેમ હતું; શેરીમાં વાતો કરતાં કરતાં એ થાકતી નહોતી અને માથે બેડું લઇ ચાલતાં એ આંગળી વડે ઘુમટો જરા ઉંચો કરી પોતાની ચળકતી ચંચળ કાળી આંખો વડે રસ્તામાંથી જોવાની કોઇ પણ વસ્તુ એ જોયા સિવાય રહેતી નહિ.

દુખિરામની વહુ એનાથી તદ્દન ઉલટી હતી: અત્યંત કદરૂપી, ઢીલી અને અવ્યવસ્થિત. માથા પરનું કપડું, ખોળામાંનું બાળ,

ઘરનું કામ એમાંનું કંઇએ સંભાળી શકતી નહોતી, ઘરમાં કામ-કાજ તો કંઇ બહુ નહોતું છતાં તે બિચારીને અવકાશ મળતો જ નહિ ચંદરા એની સાથે બહુ બોલતી નહિ. કોઇ વખતે ધીમાશથી એકાદ બે તીખાં તમતમતાં વચનો કહી નાખતી અને તે સાંભળતાં જ જેઠાણીનો મિજાજ જતો. તે ગર્જના કરી ઉઠતી અને આખી શેરીને ગજાવી મૂકતી.

આ બંને જોડાં વચ્ચે સ્વભાવમાં પણ આશ્ચર્યકારક મેળ હતો. દુખિરામ કદાવર હતો. તેનાં હાડકાં ખૂબ લાંબાં પહોળાં હતાં, નાક ચીબું હતું. બંને આંખો જાણે દશ્યમાન સંસારને બરાબર સમજતી નહોય એવી હતી. છતાં એને કોઈ પણ પ્રકારનો પ્રશ્ન પૂછવો ગમતો નહિ ! આવો નિર્દોષ છતાં ભીષણ, આવો સબલ છતાં નિરુપાય માનવી સંસારમાં અતિ દુર્લભ ગણાય એવું હતું.

અને છિદામને એકાદ ચકચકિત કાળા પથ્થરમાંથી કોઇએ બહુ કુશળતાથી ઘડી કાઢયો હોય એવું જણાતું હતું. જરા પણ બાહુબલ્ય વિનાનો, જરા પણ કરચોળી વિનાનો એનો દેહ અતિશય ઓપતો હતો. પ્રત્યેક અંગમાં બળ સાથે નિપુણતા મળી અત્યંત સંપૂર્ણતા આવી રહી હતી. નદીના ઉંચા કિનારા પરથી નીચે કૂદી પડવું, હલેસાં મારવાં, વાંસના ઝાડ પર ચઢી વીણી વીણીને કૅંચી કાપવી વગેરે બધા કાર્યમાં તેની કુશળતા, સહજતા પ્રગટ થતી. મોટા મોટા કાળા વાળ તેલ પૂરી કપાળ પરથી ખાંધ પર પડતા હતા. વરણાગીમાં પણ તેની વિલક્ષણતા જણાઇ આવતી હતી.

બીજી ગ્રામવધૂઓના સૌંદર્ય પ્રત્યે જો કે તેની દષ્ટિ ઉદાસીન નહોતી અને તેઓની આંખો આગળ પોતાને મનોરમ બનાવવાની ઇચ્છા પણ તેનામાં યથેષ્ટ હતી છતાં છિદામ તેની યુવાન પત્નીને જરા વધારે ચાહતો હતો. બંને વચ્ચે કજિયો થતો તેમ પ્રેમ પણ જામતો હતો. કોઇ કોઇને હરાવી શકતું નહિ. અને એક બીજા કારણને લીધે બંને વચ્ચે સંબંધ દઢ બન્યો હતો. છિદામ માનતો હતો કે ચંદરા

જેવી ચંચલ યુવતી પર બહુ વિશ્વાસ રાખવો નહિ. અને ચંદરા માનતી કે મારા પતિની નજર ચોમેર છે. તેની સાથે જો હું પાકો પ્રેમ નહિ બાંધું તો તે કોઇ દિવસ હાથમાંથી જશે.

ઉપસ્થિત બનાવ બન્યા પહેલાં થોડા રોજથી એ બંને સ્ત્રી પુરુષ વચ્ચે એક પ્રકારનો ભારે અવિશ્વાસ પેદા થયો હતો. ચંદરા જોતી હતી કે તેનો પતિ કામનું બહાનું કાઢી વખતોવખત દૂર ચાલ્યો જાય છે, એટલુંજ નહિ પણ બેક દહાડા વીત્યા બાદ ઘેર આવે છે. છતાં કંઇ કમાઈ લાવતો નથી. આ લક્ષણ જોઇ તેણે પણ કંઇક ઉફાંદ માંડયાં હતાં. વારંવાર ઘાટ પર જતી અને શેરીમાં ફરી આવી કાશી મજમુદારના વચેટ દીકરાનાં ભારે વખાણ કરતી હતી.

છિદામના જીવતરમાં કોઇએ ઝેર ભેળવી દીધું. કામકાજમાં ચેન પડવા ન લાગ્યું. એક દિવસ ભાભી પાસે આવી ભારે ફરિયાદ કરી, ભાભી હાથ હલાવી ગર્જના કરી ઊઠયાં. મૃત પિતાને સંબોધી બોલી, ‘ એ છોકરી વાયુ કરતાં પણ વધારે ચંચળ છે, તેને કઇ રીતે સાચવું ! હું જાણું છું કે એ કોક દિવસ સત્યાનાશ વાળી બેસશે ! ’

ચંદરા પાસેના ઓરડામાંથી આવી આસ્તે આસ્તે બોલી, ‘કેમ બહેન તમને આટલો બધો ભય કોનો લાગે છે ? ’ થયું. બંને દેરાણી જેઠાણી વચ્ચે ઝડ મચી.

છિદામ આંખો લાલચોળ કરી બોલ્યો, “ હવે કદી મારા સાંભળવામાં આવશે કે તું ઘાટ પર એકલી ગઇ છે તો તારાં હાડકાં ભાગી નાખીશ. ”

ચંદરાએ કહ્યું, ‘ એમ બને તોજ મારાં હાડકાં ટાઢાં થશે ! ’ એમ કહી તે તરતજ બહાર જવા તૈયાર થઈ.

છિદામે એક કૂદકો મારી તેને પકડી, ચોટલો ઝાલી ઘસડી ઓરડામાં પૂરી બહારથી સાંકળ ચઢાવી.

કામથી પાછા આવતાં જોયું કે ઓરડો ઉઘાડો છે. અંદર કોઇ

નથી. ચંદરા ત્રણ ગાઉ પર આવેલા તેના મામાને ઘેર જઇ પહોંચી હતી.

છિદામે ત્યાંથી મહા મહેનતે અનેક વિનવણી કરી તેને ઘેર આણી. પરંતુ આ વખતે તેણે હાર સ્વીકારી લીધી, તેણે જોઇ લીધું કે એક અંજલિ પારાને મુઠીમાં દબાવી રાખવો અસાધ્ય છે તેમ આ નાજુકડી વૈરીને પણ એ રીતે બંધનમાં રાખવાનું કામ કઠણ છે. એમ કરતાં તે દશે આંગળાંની વચમાં થઇ બહાર નીકળી જાય એવો છે.

ત્યાર બાદ તેણે જબરજસ્તી કરી નહિ. પરંતુ તેના હૃદયમાં અશાંતિની આગ સળગી રહી, તેની આ ચંચળ જુવાન સ્ત્રી પ્રત્યે સદા શંકિત પ્રેમ ઉગ્ર વેદનાની પેઠે ખટકવા લાગ્યો. તેને કોઇ કોઇ વખતે એમ પણ લાગતું કે એ જો મરે તો જ હું શાંતિ મેળવી શકું ! મનુષ્યને મનુષ્ય પર જેટલી ઇર્ષ્યા થાય છે તેટલી યમ પર પણ ભાગ્યેજ થાય છે.

બરાબર આજ વખતે આ વિપત્તિ આવી પડી.

ચંદરાને જ્યારે તેના પતિએ ખૂનનો ગુનો સ્વીકારી લેવાની સલાહ આપી ત્યારે તે દિગ્મૂઢ બની તેના સામું જોઈ રહી. તેની કાળી આંખો અગ્નિની માફક નીરવપણે તેના પતિને સળગાવી મૂકવા લાગી. તેનું આખું શરીર અને મન ધીમે ધીમે સંકોચ પામી સ્વામીરાક્ષસના હાથમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. તેનો અંતરાત્મા તદ્દન વિમુખ બની બેઠો.

છિદામે આશ્વાસન આપ્યું: તું બીશ નહિ. એમ કહી તેણે પોલિસ તથા મેજિસ્ટ્રેટ પાસે શું બોલવું તે વારંવાર શીખવી મૂક્યું. ચંદરાએ બધી લાંબી કથામાંનો શબ્દ પણ ન સાંભળતાં પૂતળાંની માફક ઉભી રહી.

બધા કાર્યમાં દુખિરામનો આધાર છિદામ પર જ હતો. છિદામે જ્યારે ચંદરા ઉપર બધો ગુનો ઢોળી પાડવાનું જણાવ્યું ત્યારે દુખિ-

રામે કહ્યું, 'તો પછી વહુનું શું થશે!' છિદામે કહ્યું, 'હું એને બચાવી લઇશ., કદાવર દુખિરામ આ શબ્દો પર સંતોષ પકડી બેઠો.

૩.

છિદામે તેની સ્ત્રીને શીખવી રાખ્યું હતું કે તું કહેજે કે મારી જેઠાણી મને છરી લઇ મારવા આવી એટલે મેં તેનો ઘા દાતરડા વતી અટકાવ્યો. પરંતુ એવામાં મારૂં દાતરડું એને લાગી ગયું. આ બધી વાત રામલોચનને બનાવી કાઢી હતી, આ વાતના પેટામાં જે કંઇ અનુકૂળ સાબીતીઓની જરૂર પડે તેમ હતું એ પણ તેણે છિદામને બરાબર શીખવી દીધું હતું.

પોલિસે આવી તપાસ માંડી, ચંદરાએ જ પોતાની જેઠાણીનું ખૂન કર્યું હતું એ વાત આખા ગામમાં જાહેર થઇ ગઇ હતી. બધા સાક્ષીઓએ આ વાત જણાવી હતી.

પોલિસે ચંદરાને પૂછ્યું. ચંદરાએ કહ્યું, 'હા. મેં ખૂન કર્યું છે.'

'શા માટે ખૂન કર્યું છે?'

'હું તેને નજરે જોઇ શકતી નહોતી.'

'કંઇ તકરાર થઇ હતી?'

'ના.'

'તે પ્રથમ તને મારવા આવી હતી?'

'ના.'

'તારા તરફ તેણે કંઇ જૂલમ ગુજાર્યો હતો?'

'ના.'

આ જવાબો સાંભળી બધા મુંગામંતર બની ગયા.

છિદામ તો આ બધું સાંભળી શાંત રહી શક્યો નહિ. તેણે કહ્યું, 'એ બરાબર કહેતી નથી. તેની જેઠાણી પ્રથમ તેને—'

દારોગાએ એક પ્રચંડ ધમકી આપી તેને ચૂપ કરી દીધો. વારંવાર પૂછ્યા છતાં ચંદરાની જુબાનીમાં ફેર પડયો નહિ. તેણે એકને એક જવાબ આપ્યો. જેઠાણી તરફથી પોતાના પર હુમલો થયાની વાત ચંદરાએ કોઈ પણ રીતે સ્વીકારી નહિ.

એવી હઠીલી છોકરી તો ભાગ્યેજ જણાય, એકી સાથે તનતોડ મહેનતે ફાંસીને લાકડે ઝૂલવા માગે છે, કોઇ પણ રીતે વાળી પાછી વળતી નથી. આ કેવી સખત રીસ ! ચંદરા મનમાં મનમાં કહે છે, હું તમને છોડી મારા આ નવયૌવન સાથે ફાંસીના લાકડાને પરણવા જાઉં છું. મારૂં આ જન્મનું છેલ્લું બંધન તેની સાથે છે.

બંદીવાન બની ચંદરા, એક નિર્દોષ, નાની, ચંચળ, કૌતુકપ્રિય ગ્રામવધૂ, ચિરપરિચિત ગામના રસ્તા પર થઇ, ગાડા મારગ પર થઇ, બજારમાં થઇ, દારૂપીઠાની પડખે થઇ, મજુમદારના ઘર પાસે થઈ, પોસ્ટ ઓફિસ અને સ્કૂલની પાસે થઇ, બધા ઓળખીતા લોકોની દષ્ટિ સમીપ થઇ કલંકની છાપ લઇ હંમેશને માટે ઘર છોડી, ગામ છોડી ચાલી ગઇ. છોકરાંનું ટોળું પાછળ પાછળ ચાલ્યું અને ગામની છોકરીઓ સહિયરો કોઇ ઘૂમટો ઉંચો કરી, કોઇ બારણા વચ્ચે ઉભી, કોઇ ઝાડ પાછળ છુપાઇ પોલિસવડે દોરાતી ચંદરાને જોઇ શરમ, અનાદર અને ભયની મારી ઠમકમાટી દર્શાવવા લાગી.

ડેપ્યુટિ મેજિસ્ટ્રેટ પાસે પણ ચંદરાએ ગુનો સ્વીકારી લીધો. અને ખૂન વખત જેઠાણી પોતાના પ્રત્યે કંઇ પણ અત્યાચાર ગુજારતી હતી એ વાત તેની જીભમાંથી પ્રગટ ન થઈ.

પરંતુ જે દિવસે છિદામે સાક્ષીના પાંજરામાં આવી ઝારબેઝાર રડતાં હાથ જોડી કહ્યું, ‘ દોહાઇ હજુર, મારી સ્ત્રીનો કંઇ વાંક નથી ’ ત્યારે હાકેમે ધમકી આપી તેને રડતો અટકાવ્યો અને પ્રશ્ન પરંપરા દ્વારા બધી સત્ય ઘટના બહાર કઢાવી લીધી.

પરંતુ હાકેમને તેનાં વચનો પર વિશ્વાસ ન આવ્યો. કારણ કે મુખ્ય વિશ્વાસુ સદ્‌ગૃહસ્થ સાક્ષી રામલોચને કહ્યું કે ‘ ખૂન થયા બાદ

તરત હું ઘટના સ્થળે જઇ પહોંચ્યો હતો. સાક્ષી છિદામે તે વખતે બધી હકીકત મને જણાવી હતી અને મારા પગ પકડી વિનંતિ કરી હતી કે 'વહુને કઇ રીતે બચાવવી તેની યુક્તિ મને બતાવો.' મેં તેને એ વિષે કંઇ જ કહ્યું નહિ. સાક્ષીએ મને એમ પણ કહ્યું હતું કે 'હું જો એમ કહું કે મારા મોટા ભાઇએ ખાવાનું માગ્યું પણ મારી ભાભીએ ન આપ્યું એટલે તેણે હાથમાંનું દાતરડું માર્યું આમ કહેવાથી મારી પત્ની બચશે ખરી?' મેં તેને તેજ વખતે કહ્યું હતું કે ખબરદાર હરામજાદા, અદાલતમાં જઇ એક શબ્દ પણ જૂઠો બોલીશ નહિ એમ કરવા જેવું મહાપાપ આ દુનિયામાં બીજું એકેય નથી. ઈત્યાદિ.

રામલોચને પ્રથમ ચંદરાને બચાવવા માટે અનેક વાતો જોડી કાઢી હતી. પરંતુ જ્યારે તેણે જોયું કે ચંદરા જાતે વંકાઇ બેઠી છે. ત્યારે વિચાર્યું કે એ બાપરે. છેવટે શું ખોટી જુબાનીની જવાબદારી વહોરી લેવી! જેટલું જાણું છું તેટલું જ કહેવું એ ઠીક છે એમ ધારી તે પોતે જેટલું જાણતો હતો તેટલું બોલ્યો! એટલુંજ નહિ પણ ઉલટો તેથી વધારે બોલતાં અચકાયો નહિ.

ડેપ્યુટિ મેજિસ્ટ્રેટે કેસ સેશનમાં નોંધ્યો.

એ દરમિયાન ખેતી, બજાર, હાસ્યરુદન વગેરે પૃથ્વીનાં બધાં કાર્યો તો જેમનાં તેમ ચાલવા લાગ્યાં. અને અગાઉની માફક નવીન ધાન્ય ક્ષેત્રો પર શ્રાવણની અવિરલ વૃષ્ટિધારા વરસવા લાગી.

પોલિસ ગુનેગાર અને સાક્ષીઓ સાથે અદાલતમાં હાજર થઇ, પાસેની મુન્સફ કોર્ટમાં પુષ્કળ માણસો પોતપોતાના મુકદ્દમાની રાહ જોઇ બેઠાં છે. રસોડાની પાછળ આવેલી એક તલાવડીના ભાગની તકરાર સબબ કલકત્તાથી એક વકીલ આવ્યા છે અને તે મુકદ્દમામાં સાક્ષી પુરવા ઓગણચાળીસ લોકો હાજર થયા છે, કેટલાય લોકો પોતપોતાના લેણદેણના હિસાબની પૂરેપૂરી તપાસ કરાવવા માટે ઉતા-

વળા બની હાજર થયા છે. જગતમાં તાત્કાલિક તો એ કરતાં ભારેમાં ભારે બીજું કંઈ નથી એવી તેઓની ધારણા જણાય છે. છિદામ બારીમાંથી આ અત્યંત વ્યસ્ત બધી દરરોજની પૃથ્વી તરફ એકી નજરે જોઈ રહ્યો છે. બધું તેને સ્વપ્ન જેવું જણાય છે, કમ્પાઉન્ડના વિશાળ વડ પરથી એક કોયલ કુહુરવ કરી રહી છે. તેઓને માટે કોઇ કાયદાની અદાલત નથી.

ચંદરાએ જડજની પાસે કહ્યું, 'ઓ સાહેબ, એકજ વાત હું વારંવાર તે ક્યાં સુધી કહું !'

જડજ સાહેબે તેને સમજાવી કહ્યું, 'તું જે અપરાધ કબૂલ કરે છે તેની શી સજા થવાની છે એ જાણે છે ?'

ચંદરાએ કહ્યું, 'ના'

જડજ સાહેબે કહ્યું. 'તેની શિક્ષા ફાંસી છે.'

ચંદરાએ કહ્યું, 'ઓ સાહેબ, તમારે પગે પડું છું. મને એજ સજા ફરમાવો ! તમને ફાવે તે કરો, હવે મારાથી સહન થતું નથી.'

જ્યારે છિદામને અદાલતમાં આણવામાં આવ્યો ત્યારે ચંદરાએ મોં ફેરવી નાખ્યું. જડજે કહ્યું, 'સાક્ષીના તરફ જોઈ કહે કે એ તારે શું થાય છે.'

ચંદરા બંને હાથ મોં પર ઢાંકી કહેવા લાગી, 'એ મારા પતિ થાય છે !

પ્રશ્ન પૂછાયો, એ તને ચાહે છે ?

જવાબ: ઓહ ! બહુજ ચાહે છે.

પ્રશ્ન: તું તેને ચાહતી નથી ?

જવાબ: બહુ જ ચાહું છું.

છિદામને જ્યારે પ્રશ્ન પૂછવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું, 'મેં ખૂન કર્યું છે.'

પ્રશ્ન: કેમ ?

છિદામઃ ભાત માગ્યો પણુ તેણે ન આપ્યો માટે.

દુખિરામ સાક્ષી આપવા આવતાં મૂર્છા ખાઇ પડયો. મૂર્છા વળ્યા બાદ તેણે જવાબ આપ્યો, ' સાહેબ, ખૂન મેં કર્યું છે. '

' કેમ ! '

' ખાવાનું માગ્યું પણ ન આપ્યું માટે !

પુષ્કળ જુબાની લીધા બાદ અને બીજા સાક્ષીઓ તપાસ્યા બાદ જડજને સ્પષ્ટ જણાયું કે ઘરનાં બૈરાની આબરૂ બચાવવા માટે જ આ બંને ભાઇઓ પોતાના પર બધો ગુનો ઓઢી લેવા માગે છે. વળી ચંદરા પોલિસથી માંડીને સેશન કોર્ટ સુધી બરાબર એકજ વચન બોલતી આવે છે. તેના વચનમાં તલભાર ફેર પડતો નથી. બે વકીલોએ સ્વેચ્છાપૂર્વક તેને ફાંસીની સજામાંથી મુક્ત કરવા માટે પ્રયત્ન કર્યો પરંતુ છેવટે તેઓને તેની આગળ હાર સહન કરવી પડી.

જે દિવસ નાની ઉંમરમાં એક કાળી નાજુકડી છોકરી તેનું ગોળમટોળ મુખડું લઇ ઢીંગલીના ખેલ મૂકી બાપને ઘેરથી સસરાને ઘેર આવી, તે દિવસ રાત્રે શુભલગ્નને વખતે આજના દિવસની વાત કોણુ કલ્પનામાં ઉતારી શકે તેમ હતું ! તેનો બાપ મરતી વખતે એટલું બોલી નિશ્ચિંત થયો હતો કે ગમે તે હો પણુ હું મારી દીકરીની સદ્‌ગતિ કરતો જઉં છું.

કેદખાનામાં ફાંસી પહેલાં દયાળુ સિવિલ સર્જને ચંદરાને પૂછ્યું, ' તું કોઇને મળવા માગે છે ? '

ચંદરાએ કહ્યું, ' એક વાર હું મારી માને મળવા ઇચ્છું છું. '

દાકતરે કહ્યું, તારો પતિ તને મળવા ઇચ્છે છે તેને બોલાવું ! '

ચંદરાએ કહ્યું, ' મરણ...'

# બહેન

ગામની કોઇ એક અભાગણીના અન્યાયકારી પતિના જૂલમો બધા વિસ્તારપૂર્વક વર્ણવી પાડોશણ તારા અત્યંત ટુંકાણમાં પોતાનો મત પ્રગટ કરતી બોલી ' એવા પતિના મુખ પર ઝાડુ મારૂં. '

આ સાંભળી જયગોપાળ બાબુની સ્ત્રી શશીને બહુ ખોટું લાગ્યું. પતિદેવોની જાતના મુખ પર સ્ત્રી તરફથી કોઇ પણ પ્રકારના ઝાડુ મારવા જેટલી હદે વાત આવી પહોંચે એ તેને ન ગમ્યું.

આથી આ સંબંધમાં તે કંઇક સંકોચ પ્રગટ કરવા લાગી. એટલે કઠણ હૃદયવાળી તારા બમણા ઉત્સાહથી બોલવા લાગી, 'એવા પતિ કરતાં તો સાત જન્મ વિધવા થવું સારૂં ' એમ કહી તે સભા-સ્થળ તજી ચાલી ગઇ.

શશીએ ધાર્યું કે સ્વામીનો એવો કોઇ અપરાધ કલ્પનામાં ઉતારી શકાતો નથી કે જેથી તેના પ્રત્યે આવી સખતાઇ દર્શાવવી પડે. આ વાતની મનમાં ચર્ચા કરતાં કરતાં તેના કોમળ હૃદયનો બધો પ્રીતિરસ તેના પ્રવાસી પતિ તરફ ઉછળવા લાગ્યો; પથારીના જે ભાગ પર તેનો પતિ સૂતો એ ભાગ ઉપર હાથ લંબાવી તેણે ખાલી ઓસીકાંને ચુંબન લીધું. ઓસીકામાં પતિના માથાની ગંધ અનુભવી રહી અને બારણાં બંધ કરી પેટીમાંથી પતિની એક બહુ જૂની છબી તથા હસ્તાક્ષર બહાર કાઢી નિહાળવા લાગી. તે દિવસનો નિસ્તબ્ધ બપોર આ પ્રમાણે એકાંત ઓરડામાં, એકાંત વિચારમાં પુરાતન યાદદાસ્તમાં અને વિવાદનાં આંસુમાં વીતી ગયો.

શશીકલા અને જયગોપાલ વચ્ચે કંઇ નવ દામ્પત્ય પ્રેમ નહોતો. બાળપણથી વિવાહ થયો હતો. આ દરમિયાન સંતાનાદિ પણ થયાં હતાં. બંનેએ ઘણો કાળ એકત્ર રહી તદ્દન સ્વાભાવિક રીતે દિવસો ગુજાર્યા છે; કોઇ પણ પક્ષ વચ્ચે અપરિચિત પ્રેમનો ઉછાળો હજુ સુધી જણાયો નથી. લગભગ સોલ વરસ એકી સાથે અવિચ્છેદ ગાળ્યા બાદ એકાએક કામ સબબ તેના પતિને પરદેશ જવું પડ્યું અને ત્યારબાદ શશીના મનમાં એક પ્રબળ પ્રેમનો આવેગ જાગ્રત થયો, વિરહ દ્વારા બંધનમાં જેમ જેમ તાણાતાણી થવા લાગી તેમ તેમ કોમળ હૃદયમાં પ્રેમની ફાંસી વધારે ને વધારે સખત થવા લાગી. ઢીલી સ્થિતિમાં જેનું અસ્તિત્વ પણ જણાતું નહોતું તે અત્યારે વેદનાથી પીડાવા લાગ્યું.

તેથી આજે આટલા દિવસ પછી આટલી ઉંમરે છોકરાંની મા બનીને શશી વસંત ઋતુના મધ્યાહ્નકાળ વખતે નિર્જન ઘરમાં બેસી વિરહ શય્યા પર નવા ખીલેલા યૌવનવાળી નવવધૂના સુખસ્વપ્નાં જોવા લાગી. જે પ્રેમ અજ્ઞાતપણે જીવન સમક્ષ વહી ગયો હતો, અકસ્માત આજે તેના કલરવથી જાગ્રત બની મનમાં મનમાં તેને ઉલટો વહાવી બંને તીરે બહુ દુર અનેક સોનાની લંકા અનેક કુંજવન જોવા લાગી: પરંતુ એ ભૂતકાળની સુખસંભાવનામાં હવે પગલાં માંડવાનું સ્થાન રહ્યું નહોતું. તેણે ધાર્યું કે આ વખતે જ્યારે પતિ પાછા આવશે ત્યારે જીવનને નીરસ તથા વસંતને નિષ્ફળ બનવા નહિ દઉં, કેટલાય દિવસ કેટલીયવાર નકામા તર્ક કરી સામાન્ય કલહ કરી સ્વામી પ્રત્યે ઉપદ્રવ મચાવ્યો છે. આજે તે પશ્ચાત્તાપ ભર્યા ચિત્ત મનમાં સંકલ્પ કરવા લાગી કે હવે હું કદી અસહિષ્ણુતા પ્રગટ નહિ કરૂં, સ્વામીની ઇચ્છાને નહિ અટકાવું, સ્વામીની આજ્ઞા પાળીશ, પ્રતિપૂર્ણ નમ્ર હૃદય વડે મુંગે મોંએ સ્વામીનાં સારાં નરસાં બધાં આચરણ સહન કરીશ; કારણકે સ્વામી સર્વસ્વ છે, સ્વામી પ્રિયતમ છે, સ્વામી દેવતા છે, ઘણા દિવસ સુધી શશિકલા તેનાં માબાપની એકની

એક લાડકી કન્યા હતી. એ માટે જયગોપાલ જો કે નજીવા પગારની નોકરી કરતો હતો છતાં ભવિષ્યને માટે તેને કંઇ વિચારવા જેવું નહોતું. ગામડા ગામમાં રાજવીપણે રહેવા માટે તેની સસરાની સંપત્તિ પૂરતા પ્રમાણમાં હતી.

એ દરમિયાન અકસ્માત લગભગ વૃદ્ધ ઉંમરે શશિકલાના પિતા કાલીદાસને એક પુત્રરત્ન સાંપડ્યું. ખરૂં કહીએ તો પિતામાતાના આવાં અણધાર્યાં અન્યાયી આચરણથી શશી મનમાં અતિશય દીલગીર થઇ હતી; જયગોપાલ પણ આ બનાવથી ખુશ થયો નહોતો.

મોટી ઉંમરે સાંપડેલા પુત્ર પ્રતિ માબાપનો સ્નેહ અતિશય ઢોળાવા લાગ્યો. આ નવાગત, ક્ષુદ્ર કાયાવાળા, ધાવતા, નિદ્રાતુર સાળાએ અજ્ઞાતપણે એ નાના હાથની નાની બીડેલી મુઠીમાં જયગોપાલની બધી આશા બાંધી રાખી ત્યારે તે આસામમાં ચાના બગીચામાં નોકરી કરવા ઉપડી ગયો.

ગામની નજીક ચાકરી ખોળી લેવાની સલાહ ઘણા હિતેચ્છુઓએ આપી હતી. પરંતુ બધા પરના ગુસ્સાને લીધે હો, કે પછી ચાના બગીચામાં જલદી આગળ આવવાની મહેચ્છાને લીધે હો, પરંતુ એટલું તો નક્કી કે જયગોપાલે કોઇના કહેવા તરફ લક્ષ આપ્યું નહિ. શશીને સંતાન સહિત તેના બાપને ત્યાં મુકી તે આસામ ચાલ્યો ગયો. વિવાહિત જીવનનો પતિપત્ની વચ્ચેનો આ પહેલો વિરહ હતો.

આ બનાવથી બાળક ભાઇ પ્રત્યે શશિકલાને ભારે ગુસ્સો ચઢ્યો. જે મનની વાત મોં વડે પ્રગટ કરી શકાય નહિ તેનું દુઃખ સૌથી વધારે અનુભવાય છે. નાનું બાળક આરામથી ધાવતું અને આંખો મીચી ઊંઘતું અને તેની મોટી બહેન દૂધ ગરમ કરવું, ભાત ઠંડો પડી જવો, છોકરાને નિશાળે જવાનું મોડું થવું ઇત્યાદિ નાના પ્રકારનાં બહાના સબબ રાતદહાડો રીસ ચઢાવી દુઃખી થતી અને બીજાને દુઃખી કરતી.

થોડા દિવસમાં મા મરી ગઇ, મરતી વેળા જનની પોતાની દીકરીના હાથમાં બાળક પુત્રને સોંપી ગઇ.

થોડા વખતમાં એ નમાયા બાળકે પોતાની બહેનનું હૃદય જીતી લીધું. હુંકાર કરતો તે જ્યારે તેની ઉપર કૂદી પડી પરમ આગ્રહ સાથે દાંત વિનાના નાના મોંમાં તેનાં મુખ, ચક્ષુ, નાસિકા વગેરે ખાઇ જવાનો પ્રયત્ન કરતો, નાની મૂઠીમાં તેના વાળ પકડી કોઇ પણ ઉપાયે છોડતો નહિ, સૂર્યોદય પહેલાં જાગી ઉઠી ઘુંટણભર ચાલતો ચાલતો તેના શરીર પર પડી કોમળ સ્પર્શ કરી તેને પુલકિત બનાવી કલરવ આરંભી દેતો, અને જ્યારે તે તેને જીજી અને જીજીમા કહી બોલાવવા લાગ્યો અને કામ વખતે કે નવરાશ વખતે નિષિદ્ધ કાર્ય કરી, નિષિદ્ધ ખોરાક ખાઈ, નિષિદ્ધ સ્થાને ગમન કરી તેના પ્રત્યે કાયદેસર ઉપદ્રવ મચાવવાનું શરુ કરવા લાગ્યો ત્યારે શશી થોભી શકી નહિ. તે એ સ્વેચ્છાચારી નાના જુલ્મીને સંપૂર્ણ આત્મ-સમર્પણ કરી બેઠી. છોકરો નમાયો હોવાથી તેના પ્રત્યે તેનું આધિપત્ય બહુ વધી ગયું.

૨

છોકરાનું નામ હતું, નીલમણિ. તે જ્યારે બે વર્ષનો થયો ત્યારે તેના પિતા સખત માંદા પડયા. જેમ બને તેમ જલદી આવવા માટે જયગોપાલને પત્ર લખવામાં આવ્યો. જયગોપાલ જ્યારે ઘણા પ્રયત્ને રજા લઇ આવી પહોંચ્યો ત્યારે કાલીપ્રસન્નનો મરણ સમય પાસે આવ્યો હતો.

મરણ પહેલાં કાલીપ્રસન્ને સગીર છોકરાના વાલી તરીકે જય-ગોપાલને નીમી પોતાની બધી મિલકતનો ચોથો ભાગ દીકરીને નામે લખી આપ્યો.

આમ થવાથી મિલકતની જાળવણી માટે જયગોપાલને કામકાજ છોડી ચાલ્યું આવવું પડયું.

ઘણા દિવસ બાદ પતિપત્ની મળ્યાં. એકાદ જડ પદાર્થ ભાંગી જાય તો તેની ઘડેઘડ મેળવી શકાય છે. પરંતુ બે મનુષ્ય જુદાં પડે, ત્યારબાદ લાંબા વિચ્છેદ પછી એ બંને ભેગાં મળે ત્યારે ઘડેઘડ મેળવી શકતાં નથી. કારણકે મન સજીવ પદાર્થ છે; નિમિષમાં તેની પરિણતિ થાય છે, નિમિષમાં તેનું પરિવર્તન થાય છે.

શશી આ નવીન મેળાપથી નવીન પ્રીતિરસમાં લદબદવા લાગી. તે જાણે પતિ સાથે ફરીથી પરણી હોય એમ તેને લાગ્યું. જુના દામ્પત્યમાં લાંબી ટેવને લીધે જે એક પ્રકારની જડતા પેદા થઇ હતી, તે વિરહના આકર્ષણથી જતી રહી. તે પોતાના પતિને પહેલાં કરતાં વધારે સંપૂર્ણતાપૂર્વક પ્રાપ્ત કરી રહી હોય નહિ એમ માની તેણે મનમાં પ્રતિજ્ઞા લીધી કે ગમે તેવા દિવસો આવે, ગમે તેટલા દિવસો રહે, છતાં સ્વામી પ્રતિ આ દીપ્ત પ્રેમની ઉજ્જવલતાને હું કદી મ્લાન પડવા નહિ દઉં.

પરંતુ આ નવીન મેળાપ વખતે જયગોપાલના મનની સ્થિતિ જુદી જ હતી. અગાઉ જ્યારે બંને એકત્ર હતાં, અને જ્યારે સ્ત્રીની સાથે તેનો બધો સ્વાર્થ અને વિચિત્ર અભ્યાસ મળતો આવતો, ત્યારે સ્ત્રી જીવનનું એક નિત્યસત્ય ગણાતી હતી. તે વખતે તેના વિના દૈનિક ક્રિયાકલાપ મધ્યે અકસ્માત્ કંઇક ત્રુટી પડી જતી હતી. એ માટે જ જયગોપાલ જ્યારે પરદેશ ગયો ત્યારે પ્રથમ તો તેને અગાધ સમુદ્રમાં જઇ પડવા જેવું થયું. પરંતુ ધીમે ધીમે એ દશા પલટાઇ અને નવીન ટેવોની લતમાં પડી જુની ટેવો ભુલાઇ ગઇ.

કેવળ એટલું જ નહિ. અગાઉ તદ્દન નિશ્ચેષ્ટ, નિશ્ચિંતપણે તેના દિવસો ગુજરતા હતા. પરંતુ પરદેશમાંનાં બે વર્ષો અવસ્થાની ઉન્નતિ કરવાના પ્રયત્નમાં એવાં પ્રબળપણે જાગ્રત થઇ ઉઠયાં હતાં કે તેના મન સમક્ષ એ સિવાય બીજું કંઇ રહ્યું નહોતું. એ નૂતન કેફની તીવ્રતાના મુકાબલે તેનું પૂર્વજીવન વસ્તુહીન છાયાના જેવું જણાવા

લાગ્યું. સ્ત્રીજાતિના સ્વભાવમાં પ્રધાન પરિવર્તન કરાવે છે પ્રેમ, અને પુરૂષના સ્વભાવમાં એવું પરિવર્તન કરાવે છે દુશ્ચેષ્ટા.

જયગોપાલ બે વર્ષ પછી પાછો આવ્યો ત્યારે તેની સ્ત્રી જેવી હતી તેવી પ્રાપ્ત કરી શક્યો નહિ. તેની સ્ત્રીના જીવનમાં બાળક સાળો એક નવીન જગા બથાવી પડયો છે. એ જગા તેને માટે સંપૂર્ણ અજાણી હતી, એ જગામાં તેનો તેની સ્ત્રી સાથે સંબંધ નહોતો. સ્ત્રી તેને પોતાના આ બાળસ્નેહમાં ભાગ લેવા અનેક પ્રયત્નો કરતી. પરંતુ એ બાબતમાં તે કૃતકૃત્ય થઇ શકતી નહિ.

શશી નીલમણીને ખોળામાં ઉપાડી આવી હસતે વદને તેના પતિ સામે ધરતં. નીલમણિ બીકનો માર્યો શશીના ગળે હાથ વીંટાળી તેના ખભા પર મોં છુપાવતો, બનેવી સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ બાંધતો નહિ. શશી એવું ઇચ્છતી હતી કે મારા આ નાના ભાઇમાં જેટલી જાતની મનવશ કરવાની વિદ્યા છે તેટલી બધી જયગોપાળ આગળ પ્રગટ થાય તો ઠીક; પરંતુ જયગોપાલ એ વિષે ઝાઝો આગ્રહ દર્શાવતો નહિ, તેમ બાળક પણ એમાં ખાસ રસ લેતું નહિ. જયગોપાલ કોઇ પણ રીતે સમજી શકતો નહિ જે આ દુબળા મોટા માથાવાળા ગંભીર મુખવાળા કાળા છોકરામાં એવું શું છે કે તેના પ્રત્યે આટલો બધો પ્રેમ દર્શાવવામાં આવે છે.

પ્રેમની ગતિ સ્ત્રીઓ જલદી સમજી શકે છે. શશી જલદી સમજી ગઇ કે જયગોપાલનો નીલમણિ તરફ પ્રેમ નથી. હવે તે ભાઇને ખાસ પ્રયત્નપૂર્વક છુપાવી રાખવા લાગી. સ્વામીની સ્નેહહીન વિરાગદૃષ્ટિથી તેને અલગો રાખવાનો પ્રયત્ન કરવા લાગી. આ પ્રમાણે છોકરો તેનું છૂપું ધન, તેના એકલાના સ્નેહની સામગ્રી થઇ પડયો. બધા જાણે છે કે સ્નેહ જેટલો છૂપો હોય, જેટલો નિર્જન હોય તેટલો પ્રબળ હોય છે.

નીલમણિ રડે એટલે જયગોપાલ બહુ કંટાળી જતો. આ માટે શશી એવી સ્થિતિમાં તેને જેમ બને તેમ જલદી છાનો રાખવાનો પ્રયત્ન કરતી. ખાસ કરીને તેના રૂદનથી જો રાત્રે તેના પતિની ઉંઘમાં અડચણ થતી અને પતિ આ રડતા છોકરા પ્રત્યે અત્યંત હિંસ્રપણે ઘૃણા દર્શાવી જર્જરિત ચિત્તે ગર્જના કરી ઊઠતો ત્યારે શશી ગુનેગારની માફક સંકોચ પામી બેબાકળી બની જતી અને તેને ખોળામાં ઉપાડી દૂર જઇ અત્યંત સ્નેહશીલ અવાજે ઉંઘાડવાનો પ્રયત્ન કરતી.

છોકરેછોકરાં વચ્ચે નાના પ્રકારના બહાને કજીઓ કંકાસ તો થાયજ. અગાઉ એમ બનતું ત્યારે શશી પોતાના છોકરાને શિક્ષા કરી ભાઇનો પક્ષ લેતી, કારણ કે તેની મા નહોતી. હવે ન્યાયાધીશની સાથે દંડવિધિમાં પણ ફેરફાર થયો. હવે હંમેશાં વિના ગુને અવિચારપૂર્વક નીલમણિને સખત સજા ભોગવવી પડતી. આ અન્યાય શશીની છાતીમાં શૂળીની માફક ભોંકાતો; તેથી એ સજા ખમેલા ભાઇને ઘરમાં લઇ જઇ, મીઠાઇ આપી, રમકડાં આપી, આદરમાન દર્શાવી, બોકી ભરી સંતોષ પમાડવાનો પ્રયત્ન કરતી.

પરિણામે એવું જણાયું કે શશી નીલમણિને જેટલું વધારે ચાહવા લાગી, તેટલું જયાગોપાલ તેને ધિક્કારવા લાગ્યો, અને તે નીલમણિ પ્રત્યે જેટલો ધિક્કાર દર્શાવવા લાગ્યો તેટલો જ સ્નેહ શશી ભાઇ પર વરસાવવા લાગી.

જયગોપાલ કદી તેની સ્ત્રી તરફ કઠોર વ્યવહાર ચલાવતો નહિ અને શશી પણ મુંગે મોંએ નમ્રપણે પ્રીતિપૂર્વક પોતાના પતિની સેવા કર્યા કરતી હતી. કેવળ આ નીલમણિ ખાતર બંને અંદરખાનેથી દરરોજ એકબીજાને આઘાત દેવા લાગ્યાં.

આવા મુંગા દ્વંદ્વના ગોપન આઘાત પ્રતિઘાત ખુલ્લા વિવાદ કરતાં બહુ જ વધારે દુઃખદાયક નીવડે છે.

નીલમણિના આખા શરીરમાં માથું સૌથી મોટું હતું. તેને જોતાં એમ જણાતું હતું કે વિધાતાએ એક પાતળી લાકડી વચ્ચે ફૂંક મારી તેની ટોચ ઉપર એક મોટો પરપોટો ફૂટાડયો છે. દાકતરો પણ વખતોવખત શંકા પ્રકટ કરતા કે છોકરો એવા પરપોટાની માફક જ ક્ષણભંગુર અને ક્ષણસ્થાયી નીવડશે, તે ઘણા દિવસ સુધી બોલતાં શીખ્યો નહોતો. તેનું દીલગીર મુખડું જોતાં જણાતું હતું કે તેનાં માબાપ તેઓની મોટી ઉંમરનો બધી ચિંતાનો ભાર આ નાના બાળકના માથા ઉપર ચઢાવી ગયાં છે.

બહેનની સેવા અને પ્રયત્નથી નીલમણિ વિપત્તિનો કાળ પસાર કરી છ વર્ષનો થયો.

કારતક માસમાં ભાઇબીજને દહાડે નવીન જામો ચાદર અને એક લાલ કિનારની ધોતી પહેરાવી, બાબુ બનાવી શશી નીલમણિને ચાંલ્લો કરે છે એ દરમિયાન પેલી સ્પષ્ટભાષિણી પાડોશણ તારાએ આવી વાત વાતમાં શશી સાથે લડાઈ મચાવી મૂકી.

તેણે કહ્યું, 'છુપી રીતે ભાઇનું સત્યાનાશ વાળી વળી જાહેરમાં આમ ભાઇબીજ ઉજવવાથી શો ફાયદો ?'

આ વાત સાંભળતાં શશી વિસ્મય તથા ક્રોધથી હાંફળીફાંફળી બની ગઇ. છેવટે તેણે સાંભળ્યું કે તમે ધણીધણીઆણી મળી સગીર નીલમણિની મિલકત કર ન ભરી શકવાને બહાને ધણીના ફોઈના દીકરાને નામે ચઢાવી ખરીદી લો છો.

આ સાંભળી શશીએ શાપ આપ્યો કે જેઓ આવી તદ્દન જૂઠી વાત રચી બહાર પાડે છે તેને રગતપિત્તનો રોગ થજો.

આટલું કહી તે રડતી રડતી પતિ પાસે ગઇ. જનશ્રુતી તેને સંભળાવી.

જયગોપાલે કહ્યું. આજકાલ કોઇના પર વિશ્વાસ રાખ્યો પાલવે તેમ નથી. ઉપેન મારો સગી ફોઇનો દીકરો થાય છે. તેના ઉપર

સંપત્તિની જવાબદારી નાખી હું નિશ્ચિંત થઈ બેઠો હતો. તેણે કોણ જાણે ક્યારે છુપી રીતે કર ભરવો બંધ કરી હાસિલપુર મહાલ પોતે ખરીદી લીધો તે હું જાણી શક્યો નહિ !

શશીએ આશ્ચર્ય પામી કહ્યું, 'ફરિયાદ નહિ કરો ?'

જયગોપાલે કહ્યું, 'ભાઇ પર ફરિયાદ શી રીતે કરૂં ? અને ફરિયાદ કરતાં છતાં પરિણામ કંઇજ નહિ આવે. કેવળ પૈસાનો ખર્ચ થશે એટલું જ.'

પતિના વચન પર શ્રદ્ધા રાખવી એ શશીનું પરમ કર્તવ્ય હતું પરંતુ તે આ વચનો પર શ્રદ્ધા રાખી શકી નહિ. તેની નજર સમક્ષ આ સુખી સંસાર, પ્રેમી ગૃહસ્થાશ્રમ અત્યંત બીભત્સ આકાર ધારણ કરી ઉભો. જે સંસારને તે પરમ આશ્રયનું સ્થાન માનતી તે એકાએક તેની નજરે નિષ્ઠુર સ્વાર્થની જાળ જેવો લાગ્યો. એ જાળ બંને ભાઇ બહેનને ઘેરી વળી હતી. એ એકલી છે. બાઇ માણસ છે. અસહાય નીલમણિનું રક્ષણ કેવી રીતે કરવું એ તેના ધ્યાનમાં કેમે કરી ન ઉતર્યું. જેમ જેમ તે વિચાર કરવા લાગી તેમ તેમ ભય અને ઘૃણાથી વિપન્ન બાળક પ્રત્યેના અપરિસીમ સ્નેહથી તેનું હૃદય પરિપૂર્ણ થઇ ગયું. તેને લાગ્યું કે જો હું ઉપાય જાણતી હોત તો લાટ સાહેબ પાસે અરજ કરી એટલુંજ નહિ પણ મહારાણીને અરજી મોકલી ભાઇની મિલકત બચાવત. મહારાણી કદી નીલમણિનો વાર્ષિક સાતસો અઠ્ઠાવન રૂપીઆની ઉપજવાળો હાસિલપુર મહાલ વેચાવા દેત નહિ.

આ પ્રમાણે શશી જ્યારે એકાએક મહારાણી પાસે જઇ પહોંચી. પોતાની ફોઇજી દીકરા-દિયરને સંપૂર્ણ કબજે કરવાનો ઉપાય વિચારે છે ત્યારે અકસ્માત નીલમણિને તાવ આવવા લાગ્યો. ને વારંવાર બેભાન બની જવા લાગ્યો.

જયગોપાલ ગામના એક દેશી વૈદને બોલાવી લાવ્યો, શશીએ સારા દાક્તરને બોલાવવા વિનંતી કરવાથી જયગોપાલે કહ્યું, 'કેમ, મોતીલાલ કંઇ ઓછો હોશિયાર છે !'

શશી તેને પગે પડી. આકરામાં આકરા કસમ આપી સારા દાક્તરને બોલાવવાનું વિનવવા લાગી. જયગોપાલે કહ્યું, 'વારૂ, શહેરમાંથી હમણાંજ દાક્તરને બોલાવવા મોકલું છું.'

શશી નીલમણિને ખોળામાં લઇ બેઠી. નીલમણિ પણ તેને ઘડીભર વીલી મૂકતો નથી; વખત છે ને તે દૂર જાય એવા ભયથી તે તેને પકડી રાખી પડ્યો છે; એટલુંજ નહિ પણ ઊંઘમાં પણ તે તેનો છેડો પકડી રાખે છે.

આખો દિવસ આવી સ્થિતિમાં ગાળ્યા બાદ સંધ્યાકાળ વખતે જયગોપાળે આવી કહ્યું, 'શહેરમાં દાક્તર હાજર નથી. તે દૂર કોઇ દરદીને જોવા ગયો છે.' એની સાથે એ પણ જણાવ્યું કે 'મુકદ્દમાને લીધે મારે આજે જ બીજે સ્થળે જવાનું છે; હું મોતીલાલને કહી જાઉં છું. તે નિયમસર આવી રોગીને જોઈ જશે.'

રાત્રે નીલમણિ ઊંઘના ઘેનમાં જેમ તેમ બકવા લાગ્યો. બીજે દિવસે સવારમાં શશી કંઇ પણ વિચાર ન કરતાં રોગી ભાઇને લઇ નૌકા પર ચઢી શહેરમાં જઇ પહોંચી. દાક્તર ઘેરજ હતો. કોઇ રોગીને તપાસવા ગયો નહોતો. ગૃહસ્થની કુલવધૂ જોઇ તેણે તરત તેને રહેવાની ગોઠવણ કરી દીધી. એક ઘરડી વિધવાની સંભાળ નીચે શશીને ત્યાંજ રાખી અને છોકરાની સારવાર શરુ કરી દીધી.

બીજે દિવસે જયગોપાલ આવી પહોંચ્યો. ગુસ્સાથી લાલચોળ થઇ તેણે તેજ ક્ષણે સ્ત્રીને પોતાની સાથે આવવાનું જણાવ્યું.

સ્ત્રીએ કહ્યું, 'મને કાપી કકડા કરી નાખશો તોપણ હું હમણાં નહિ આવું; તમે મારા નીલમણીને મારી નાખવા માગો છો. એને

મા નથી, બાપ નથી; મારા સિવાય બીજું કોઇ નથી. હું તેનું રક્ષણ કરીશ.'

જયગોપાલે ગુસ્સે થઇ કહ્યું, 'તો પછી અહીંજ રહેજે. મારે ઘેર પાછી ન આવતી.'

શશી ઉશ્કેરાઇ જઈ બોલી, 'ઘર તમારૂં કે મારાભાઇનું?'

જયગોપાલે કહ્યું, વારૂ. તે જોયું જશે!'

શેરીના લોકો આ બનાવ સંબંધી થોડા દિવસ ખૂબ ચર્ચા કરવા લાગ્યા. પાડોશણ તારાએ આવી કહ્યું, પતિની સાથે કજિયો કરવો હોય તો ઘેર બેસી કરને બાપુ; ઘર છોડી જવાની શી જરૂર છે? ગમે તેવો તોય પતિ તો ખરોને!'

સાથે જે કંઇ પૈસા હતા તે બધા ખરચી ઘરેણું ગાંઠું વેચી શશીએ તેના ભાઇને મૃત્યુના મુખમાંથી છોડાવ્યો. એ વખતે તેને ખબર મળી કે દારિગ્રામમાં તેની જેટલી જમીન હતી, તે જમીન ઉપર તેના ઘરનો આધાર હતો, જેની વાર્ષિક ઉપજ દોઢેક હજાર રૂપીઆ આવતી એ જમીન જમીનદાર સાથે મળી જયગોપાલે પોતાના નામે ચઢાવી લીધી છે. અત્યારે એ બધી જમીન તેની છે. શશીના ભાઇની નહિ.

રોગમાંથી સાજો થવા બાદ નીલમણિ કરુણ કંઠે કહેવા લાગ્યો, 'બહેન, ઘેર ચાલ.' ત્યાં તેના સોબતી ભાણેજ માટે તેનું મન ચટપટ કરી રહ્યું હતું. તેથી તે વારંવાર કહેવા લાગ્યો, 'બહેન, આપણા એ ઘેર ચાલ' આ સાંભળી શશી રડવા લાગી. આપણું ઘર વળી કયાં છે?

પરંતુ રડયે શું વળવાનું હતું? પૃથ્વી પર બહેન સિવાય તેના ભાઇનું બીજું કોઇ નહોતું. બહુ વિચાર કર્યા બાદ તે આંસુ લૂછી ડેપ્યુટિ મેજિસ્ટ્રેટ તારિણી બાબુને ઘેર જઇ તેની સ્ત્રીને લઇ પડી.

ડેપ્યુટિ બાબુ જયગોપાલને ઓળખતા હતા. કુળવાન ઘરની બૈરી ઘર બહાર નીકળી મિલકત સંબંધમાં પતિ સાથે વાદવિવાદમાં ઉતરે એ તેને ન ગમ્યું. તેણે તેને ભુલાવી રાખી તરતજ જયગોપાલને પત્ર લખ્યો. જયગોપાલ સાળા સાથે તેની સ્ત્રીને બળપૂર્વક નૌકા પર ચઢાવી ઘેર લઇ ગયો.

પતિપત્ની વચ્ચે બીજી વારની જુદાઇ પછી ફરીથી આ બીજી વાર મેળાપ થયો ! જેવી વિધાતાની મરજી.

ઘણા દિવસ પછી ઘેર પાછી આવ્યા બાદ જુનો મિત્ર મળતાં નીલમણિ બહુ આનંદથી રમવા લાગ્યો, તેનો આ નિશ્ચિંત આનંદ જોઇ શશીનું હૃદય અંદરખાનેથી ચીરાઇ જવા લાગ્યું.

૪

શિયાળામાં મેજિસ્ટ્રેટ સાહેબ ગામડામાં ફરવા નીકળ્યા છે. શિકાર ખોળવા માટે ગામ બહાર તંબુ નાખી પડયા છે. રસ્તામાં સાથે નીલમણિનો મેળાપ થયો. બીજાં બાળકો તેને જોઇ ચાણકયના શ્લોકનું કંઇક પરિવર્તન કરી નખી, દંતી, શૃંગી વગેરે સાથે સાહેબને પણ જોડી દૂર ચાલ્યાં ગયાં, પરંતુ ગંભીર સ્વભાવનો નીલમણિ અચળ ઉભો રહી કુતૂહલ સાથે સાહેબને નિહાળવા લાગ્યો.

સાહેબ નવાઇ પામી તેની પાસે આવ્યા. પૂછયું, ‘તું ભણે છે ?’

બાળકે મુંગે મોંએ માથું હલાવી હા પાડી.

સાહેબે પૂછયું, ‘કયું પુસ્તક ભણે છે ?’

નીલમણિ પુસ્તક શબ્દનો અર્થ ન સમજ્યો, તે મેજિસ્ટ્રેટના મુખ સામું જોઇ રહ્યો.

મેજિસ્ટ્રેટ સાહેબ સાથેની આ ઓળખાણની વાત નીલમણિએ અતિશય ઉત્સાહપૂર્વક બહેનને કહી.

બપોરે પૂર બહારમાં તૈયારી થઇ જયગોપાલ મેજિસ્ટ્રેટ સાહેબને સલામ કરવા ગયો છે. વાદી, પ્રતિવાદીથી ચપરાશી કોન્સ્ટેબલ ચોમેર મેદની જામી છે. સાહેબ ગરમીને લીધે તંબુની બહાર ખુલ્લી છાયામાં કેમ્પટેબલ નાખી બેઠા છે અને જયગોપાલને ખુરસી પર બેસારી તેને સ્થાનિક હકીકત પૂછે છે, જયગોપાલ પોતાના ગામના સામાન્ય મનુષ્યો સમક્ષ આ ગૌરવશાળી આસન અધિકાર કરી મનમાં મનમાં ફુલાય છે અને મનમાં વિચારે છે કે આ વખતે ચક્રવર્તી અગર નંદીમાંના કોઇ આવી ચઢે તો ઘણું સારૂં

એ વખતે નીલમણિને સાથે લઇ એક ઘૂમટાવાળી સ્ત્રી મેજીસ્ટ્રેટ સામે આવી ઉભી રહી, તેણે કહ્યું, ‘ સાહેબ, તમારા હાથમાં મારા આ અનાથ ભાઇને સોંપી જાઉં છું. તમે એને બચાવો ! ’

સાહેબ પોતાના એ જાણીતા મોટા માથાવાળા ગંભીર સ્વભાવના બાળકને જોઇ અને સ્ત્રીને કોઇ કુળવાન ઘરની સ્ત્રી માની તરતજ ઉભા થયા અને કહ્યું, ‘ આપ તંબુમાં ચાલો. ’

સ્ત્રીએ કહ્યું, ‘ મારે જે કંઈ કહેવાનું છે તે અહીં જ કહીશ. ’

જયગોપાલ ફીકા મોઢે તરફડવા લાગ્યો. કુતૂહલી ગામના લોકો ભારે નવાઇપૂર્વક ચોમેરથી ઘેરાઇ વળ્યા. સાહેબે સોટી ઉગામતાં જ બધા ભાગી ગયા.

શશી ભાઇનો હાથ પકડી એ માબાપ વિનાના બાલકનો બધો ઇતિહાસ અથથી ઈતિ સુધી કહેવા લાગી, જયગોપાલ વચ્ચે વચ્ચે અડચણ નાખવાની તૈયારી કરવા તત્પર થતો પણ મેજીસ્ટ્રેટ ગુસ્સે થઇ ગર્જના કરી ઉઠતો, ‘ ચુપ રહો ! ’ છેવટે તેણે સોટીના અગ્રભાગ વડે તેને ખુરશી છોડી સામે આવી ઉભા રહેવાનું જણાવ્યું.

જયગોપાલ મનમાં શશીને સેંકડો ગાળો ભાંડતો સામે આવી ઉભો. નીલમણિ બહેનને વળગી રહી બધું સાંભળવા લાગ્યો.

શશીની વાત પૂરી થઇ એટલે મેજીસ્ટ્રેટે જ ગોપાલને કેટલાક પ્રશ્નો પૂછ્યા અને તેનો જવાબ સાંભળી ઘણી વાર સુધી મુંગા રહ્યા બાદ તેણે શશીને સંબોધી કહ્યું, 'બેટા, આ મુકદ્દમો જો કે મારી પાસે ચાલી શકે નહિ, તોપણ તમે નિશ્ચિંત રહેજો આ સંબંધી જે કંઇ કરવાનું છે તે હું કરીશ તમે તમારા ભાઇને લઇ ખુશીથી ઘેર જાઓ!'

શશીએ કહ્યું, 'સાહેબ, જ્યાં સુધી તેનું પોતાનું ઘર તેને પાછું ન મળે ત્યાં સુધી તેને ઘેર લઇ જવાનું સાહસ હું ઉઠાવી શકતી નથી. અત્યારે તેને તમે તમારી પાસે નહિ રાખો તો એને કોઇ બચાવી શકશે નહિ.'

સાહેબે કહ્યું, 'તમે ક્યાં જશો?'

શશી કહેવા લાગી, 'હું મારા પતિને ઘેર જઇશ. મારી મને ચિંતા નથી.

સાહેબે હસતા વદને એ ગળામાં માદળિયાવાળા, કાળા, ગંભીર, શાંત, મૃદુસ્વભાવવાળા બંગાળી છોકરાને સાથે રાખવાનું કબૂલ કર્યું.

શશી જવા લાગી એટલે નીલમણિએ તેનો છેડો પકડ્યો, સાહેબે કહ્યું, 'ભાઇ, તું જરાએ બીશ નહિ. અહીં આવ!'

ઘુમટામાં આંસુ લૂછતી લૂછતી શશી કહેવા લાગી, 'મારા વહાલા ભાઇ, જા. પછી હું તને મળીશ!'

એટલું કહી તેને આલિંગન કરી, તેના માથા પર હાથ મૂકી કોઇ પણ રીતે છેડો છોડાવી તે જતી રહી. સાહેબે નીલમણિને ડાબા હાથે પકડી રાખ્યો. તે બહેન બહેન કહેતો ઉંચે અવાજે રડવા લાગ્યો, શશી એકવાર ફરીથી તેના તરફ જોઇ જમણો હાથ લંબાવી તેને મુંગુ આશ્વાસન આપી ફાટતા હૃદયે ચાલી ગઇ.

વળી એ બહુ કાળના ચિરપરિચિત પુરાતન વારમાં પતિપત્નીનો મેળાપ થયો. જેવી દૈવની ઇચ્છા !

પરંતુ આ મેળાપ બહુ ન ટક્યો. કારણ કે આ બનાવ પછી થોડી જ મુદ્દતમાં એક દિવસ સવારમાં ગામના લોકોને સમાચાર મળ્યા કે રાત્રે શશી કોલેરાથી મરણ પામી છે અને રાતોરાત તેની અગ્નિદાહની ક્રિયા થઇ ચૂકી છે.

છૂટા પડતી વેળા શશી, ભાઇને વચન આપી ગઇ હતી કે ફરી મેળાપ થશે, એ વચન કયે સ્થળે પળાયું છે તે અમે જાણતા નથી.

